# મંજીપરમાર

યાને

## દેવીપુત્રની વાર્તા.

છપાવી પ્રસિદ્ધ કરનાર


મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૬ ઠ્ઠી　　　　સંવત ૧૯૮૪

પ્રત ૪૦૦૦　　　　સને ૧૯૨૮





મુદ્રણસ્થાનઃ આદિત્ય મુદ્રણાલય રાયખડરોડ-અમદાવાદ.

મુદ્રકઃ ગજાનન વિ. પાઠક.

કિંમત રૂ. ૦-૬-૦

# મંજીપરમારની વાર્તા.



### રાગ ઓખાહરણનો.

રાણી બેઠાં કરવા રૂદન, આંખમાંથી ઝરે છે ઝરણ;
તમે હાથે મસ્તક કાપ્યું, પેહેલું મારૂં માથુ નવ આપ્યું. ૧

હવે હું શું કરૂં ભરથાર, મારા જીવન પ્રાણ આધાર;
મને હેતે ને પ્રીતે આણી, મારી દાઝ તમે નવ જાણી. ૨

મારો સ્ત્રીનો અવતાર, જીવ જાતાં ન લાગે વાર;
તમે હઠ કરીને ચાલ્યા, તમે વચન તમારાં પાળ્યાં. ૩

મને ખબર પડી ન લગાર, હું તો રજપુત કેરી કુમાર;
રાજ નથી દીઠાં તમારાં, સ્વામી મરણ તો આવ્યાં મારાં. ૪

પેહેલી ખબર ના પડી હમને, હું તો ન મરવા દેત તમને;
મારૂં મસ્તક હું તો કાપુ, કાળી માતાજીને હું આપું. ૫

એમ કહીને રાણી રૂવે, ચંદી માત ત્યાં આવી જુએ;
રાણી સતવંતી છે નાર, મુઓ પીટયો જેજેવંતીનો કુમાર. ૬

હાથમાં રાણીએ ખડ્ગ લીધું, કાળી માતાએ દરશન દીધું;
માગ માગ તું મારી પાસ, કેમ થઇ છે મન ઉદાસ. ૭

એટલે કાળભેરવ ત્યાંએ આવ્યા, રાણી પદમણીને મન ભાવ્યા;
કાળભેરવ કેછે વાત, તું સાંભળ ભવાની માત. ૮

તેં આ શું કારજ કીધું, કુંવર કેરૂં મસ્તક કેમ લીધું;
કાળીકાજી થયા પરસન, ઉઠો રાજકુંવર તતક્ષણ. ૯

માતા કાળી બોલે છે વાણ, તું તો માગ્ય કુંવર વરદાન;
માતા હું છું તમારો દાસ, સદા રહોની હમારી પાસ. ૧૦
જોગમાયા કેછે વાત, દીવસ એક નવ આવું તમ પાસ;
એટલે કુંવર બોલ્યા વાણ, તમે આપ્યું મુજ વરદાન. ૧૧
એટલે કાળી બોલ્યાં વાણ, મંજી સાંભળ ચતુરસુજાણ;
કવિ કહે છે વારંવાર, તમે સાંભળજો નર ને નાર. ૧૨

**કાળીકાજી**—અરે કુંવર! તમારી જીભે હું વશી છું પણ એક દીવસ નહી વસું.

**મંજી**--અરે જગતઅંબે! તમે કહો છો કે એક દિવસ વસું ત્યારે ગુંડવણના મુલકમાં જે વખતે જુદ્ધપર ચડુ તે વખતે તમો મારી પાસે નહી આવો ત્યારે મારે શું કરવું?

**કાળીકાજી**—અરે કુંવર! એક દિવસ નહી આવું, પણ તમારૂં કાંઇ કામ બગડવાનું નથી. તમારે માથે આગળ સતીનો શ્રાપ છે. તે વખત વીત્યા પછી હું આવીશ તેથી તમારે કાંઇ ફીકર કરવી નહી.

પદમણી રાણી પણ ત્યાંથી ઉઠી કાળકાજીને પગે લાગી સનમુખ ઉભી રહી.

**કાળીકાજી**--અરે રાણી, તારે જે ઇચ્છા હોય તે માગી લે હું તમારા પર અત્યંત પ્રસન્ન છું.

**રાણી**--મને અગમ નીગમની ખબર પડે, તથા મારો સૌભાગ્ય અખંડ રહે એ શિવાય મારે કાંઇ જોઇતું નથી.

**કાળીકાજી**--તથાસ્તુ. એમ કહી અંતરધ્યાન થઇ ગયાં.

હવે મંજીપરમાર પોતાના નગરમાં ચાલવા લાગ્યા. નવી રાણી પરણી લાવ્યા તેથી ત્યાં પણ બહુ ધામધુમ મચી રહી હતી. દરેક સ્રી પુરૂષ મંજીપરમાર તથા પદમણી રાણીનાં સ્વરૂપ જોઇ છક થઈ

જતાં હતાં. જ્યારે તેઓ મોહોલ આગળ આવ્યાં ત્યારે રત્નાવળીએ હીરા મોતી તથા ભાત ભાતનાં પુષ્પથી વધાવી લીધાં. મંજીકુંવર પરણીને આવ્યા તેની ખુશાલીમાં દીવાન મહમદશાહે ખજાનામાંથી લાખો રૂપીયાનું ઝવેરાત લોકોને સરપાવમાં વહેચ્યું તથા જેજેવંતી રાણીએ તથા કુંવરે પણ ઘણોજ સરપાવ વહેંચ્યો. સરપાવ વહેંચાઈ રહ્યા પછી દીવાનજી કુંવરની રજા લેઇ પોતાના મુકામે ગયા; ને કુંવર પદમણી રાણી સાથે મોહોલમાં બેઠા. હવે મંજીપરમાર તો સુખ-વિલાસમાં પડયા. મંજીપરમાર દરરોજ સાંજના પોતાના ઘોડેસ્વારો-ને લઇ વાડીમાં શીકાર રમવા જતો ને ત્યાં જે શીકારમાં હોંશીયાર માલમ પડે તેને ઇનામ આપતો. ને દરરોજ ગમતમાં દીવસ ગુજારવા લાગ્યો. સુખના દીવસ જતાં વાર લાગતી નથી તે પ્રમાણે સુખ વિલાસમાં મંજીપરમારે પોણા બે વર્ષ કાઢયાં પણ ગુંડવણુ જીતવાની વાત યાદ આવી નહી. દીવાનજી પણ કાંઈ બોલતા નથી કેમકે મુદત બે વરસની માગી લીધેલી છે. માતુશ્રી જેજેવંતી તથા બેન રત્ના-વળીએ વિચાર્યું કે હવે કાંઇ ફીકર નથી કેમકે ભાઇ બધી વાત ભુલી ગયાં. આખરે એક માસ રહ્યો એટલે મામાના પેટમાં ચુક આવવા માંડી. તેઓ વિચાર કરવા લાગ્યા કે મંજી ગુડવણુ જીતવાની વાત ભુલી ગયા પણ કદાચ દીવાનજી સંભારે તો એ ગયા વિના રહે નહીં ને આપણને તેડી ગયા વગર મુકે પણ નહી. કેમકે ગુંડવણુ દેશથી એ બીલકુલ અજાણ્યો છે.

**ચાંદો**—ત્યારે આપણે ગયા વગર ચાલે નહી કે ?

**ટીલો**—એ સાથે તેડી ગયા વગર મુકે નહીં, માટે આપણે એક યુક્તિ કરીએ.

**ચાંદો**—વળી કંઈ યુક્તિ કરવી રહી છે.

**ટીલો**—મંજીપરમાર તથા પદમણી રાણીને જમવા તેડી શીખંડપુરીનું જમણુ કરીએ ને શીખંડમાં ઝેર નાંખી ખવડાવીએ એટલે મંજી તરત મરણ પામશે ને આપણે કંઇ વાતની હરકત રહેશે નહીં.

**ચાંદો**—પરણીને આવ્યા તે દહાડે દરવાજા આગળ પોતે હાથે માથું કાપીને રાક્ષણીને આપ્યું હતુ તો પણ જીવતો થયો તો તે તારો ગાંજયો કેમ જશે ?

**ટીલો**—તે દીવસની વાત કરવી નહીં, પણ હવે જયાં ત્યાંથી એનું કાટલું કર્યા વિના રહેવું નહીં. ( ચાંદાએ ઘણું સમજાવ્યો પણ માન્યું નહીં. )

પછી બંને ભાઇ ઉપર પ્રમાણે નક્કી વિચાર કરી પોતાની બેન જેજેવંતી પાસે આવ્યા. જેજેવંતી રાણી ઘણી ભોળા સ્વભાવની તથા દયાળુ હતી, તેણે પોતાના ભાઇને દીઠા એટલે આદરમાન આપી બેસાડયા.

**જેજેવંતી**—અરે ભાઈ, આજે ઘણે દિવસે કયાંથી આવ્યા ?

**ચાંદો ટીલો**—કુંવર નહીં સંભારે પણ અમારે આવ્યા વિના ચાલે નહીં.

**જેજેવંતી**—અરે ભાઇ ! એવું બોલો છો. કુંવર તો હજુ ગમે તેટલો પણ નાદાન છે.

**ચાંદો, ટીલો**—એમ સમજીએ છીએ તેથી જ દેડતા દોડતા અહીંઆં આવીએ છીએ કેની !

**જેજેવંતી**—હા ભાઈ તમે તો સમજુ છો. જેવું હેત રાખો છો તેવું જ રાખજો.

**ચાંદો ટીલો**—પણ બેન આજે અમારે ત્યાં જમવાનું છે. માટે કુંવરને તથા બેન રત્નાવળી તથા પદમણીને જમવા મોકલજો.

**જેજેવંતી**—ભાઇ આજે શું છે ?

**ચાંદો, ટીલો**—હોય શું ?

**જેજેવંતી**—રત્નાવળી નહીં આવે ?

**ચાંદો, ટીલો**—કેમ બેન ! રત્નાવળી નહીં આવે ?

**જેજેવંતી**—આજ રાતનો એને તાવ આવ્યો છે. તેથી નહી આવે.

**ચાંદો, ટીલો**—તાવ આવ્યો તેમાં શું, જે ભાવશે તે જમશે.

**જેજેવંતી**—બીલકુલ ઉઠાતું નથી તેથી નહીં મોકલું. કુંવર તથા રાણી આવશે.

**ચાંદો, ટીલો**—સારૂં બેન ત્યારે એમ કરજે.

હવે ચાંદો તથા ટીલો ઘેર ગયા ને ભાત ભાતની બત્રીશી રસોઈ તૈયાર કરાવી. રસોઇ તૈયાર થઇ એટલે થોડા શીખંડમાં ઝેર ભેગુ કરી મંજીને તેડવા ગયા. મંજીકુંવર તથા રાણી પદમણી જમવા આવ્યાં. પદમણી રાણીને ઝેરની વાતની ખબર પડી હતી તથા પોતાના બાપને જુઠુ સાચુ સમજાવ્યું હતું તે પણ જાણતી હતી. પણ થોડીવાર તે બોલતી નથી. ત્યાં સુવણની થાળીમાં ભોજન પીરસેલા તથા રૂપાના વાડકામાં શીખંડ મુકેલો હતો અને જેવા તેઓ જમવા બેસે છે એટલે પદમણી મંજીને ધીમેથી કહે છે.

**દોહરો.**

સાંભળો સ્વામી માહેરા, મારો મામાને લાત;
ઝેર હળાહળ નાખીયું, હું કહું તમને વાત. ૧

**મંજીપરમાર**—હે રાણી ! તારે કશી વાતની ફીકર કરવી નહીં. એનો જન્મ કપટમાં જવાનો છે પણ એનું કપટ આપણી સાથે

ચાલવાનું નથી, એમ કહી પોતે ઘીનો દીવો કરી માતાજીનું ધ્યાન ધરી જમવા બેઠો ને ઝેરવાળો શીખંડ ખાઈ ગયો. ઝેર બળી ભસ્મ થઇ ગયું ને મંજીનું એક રૂવું પણ ખર્યું નહીં તેની મામી આ બીના જોઇ ચકીત થઇ ગઇ ને વિચાર કરવા લાગી કે જે માણસ ઝેર ખાઇ ગયો તે આપણને માર્યા વીના મુકશે નહી. હવે મંજી પરમાર જમી રહ્યા એટલે ટીલો પાન સોપારીનાં બીડાં આપી કહે છે,–

**ટીલો**—( પાનની ચોરી પકડાઇ ગઇ જાણી ) અરે કુંવર સાહેબ અમોએ શીખંડમાં ઝેર નાંખ્યું હતું તે અમારી ભુલ થઇ માટે આ વખત ક્ષમા કરો.

**મંજીપરમાર**—અરે મામા! આ વખતે તો જવા દઉં છું પણ બીજી વખત સંભાળજો.

કુંવરને અગાડી મામાનો ખપ છે તેથી કાંઇ વધારે બોલ્યો નહીં ને ઉઠી રાણીને લઇ મહેલે ગયો. ઝેરની વાત કોઇને કહી નહિ પણ એ અને એની રાણી જ જાણે. મંજીના ગયા પછી એ બંને મામા વાત કરવા લાગ્યા.

**ટીલો**—અરે ભાઈ. જે આદમી ઝેર ખાઇ ગયો તો તે બીજું શું નહીં કરે?

**ચાંદો**—એ દેવીનો ઉપાસક છે, વળી જેવો એ છે તેવીજ એની રાણી છે. જો તે તુરત સમજી ગઈ ને પોતાના સ્વામીને કુહો કલ્યો. એવી વાતો કરતા હતા એટલામાં મહમદશા વજીરનું તેડું આવ્યું તેથી બંને ભાઇ દીવાન પાસે ગયા ને ત્યાં જે કરવાનું હતું તે કરી પાછા તેમને મુકામે આવ્યા. થોડા દિવસ વિત્યા અને ૧૨ દીવસ બાકી રહ્યા ત્યારે દીવાન ચાંદા તથા ટીલાને કહે છે.

**દીવાન**—તુમેરા ભાણેજ ગુંડવણુકી સાથ લડાઇ કરનેકુ કબ જાનેકા હેં ?

**ચાંદો, ટીલો**—સાહેબ ! એ હમકુ ખબર નહી હે.

**દીવાન**—અચ્છા, મેં કલ ઉસકી ઉપર એક પત્ર લીખકર ભેજુંગા, એમ કહી તુરત કચેરી બરખાસ્ત કરી પોતાને ઘેર ગયો.

ચાંદો તથા ટીલો પોતાને ઘેર જઇ વિચાર કરવા લાગ્યા કે કાલે દીવાન કુંવરપર કાગળ લખવાના છે, માટે આપણે માંદા પડવાનો ઢોંગ કરીએ. નહીંતો કુંવર આપણુને ગુંડવણુ દેશમાં જોડે તેડી જશે.

**ચાંદો**—ત્યારે આપણે માંદા પડવાને શું યુક્તિ કરીએ ?

**ટીલો**—આપણે રૂ ભરી ચાર પાતળી ગોદડી કરવી ને તેમાં પાપડ ભરવા ને એકેકી ગોદડી પાથરવી ને એકેકી ઓઢવી ને અંધારી કોટડીમાં સુવું ને કાલે દીવાનને કહાવી મોકલવું કે અમે માંદા છઇએ, તેથી હમારાથી આવાશે નહીં. કદી જોવા આવે તો ખોટી બુમો પાડી પાસાં ફેરવવા એટલે તુરત બરડ બરડ થશે ને આપણે કહીશું કે હમારાં હાડકાં ભાંગી જાય છે. જો એમ કહીશું તો કુંવર સાચું માની આપણુને સાથે તેડી જશે નહીં.

હવે વિચાર કરી બીજે દીવસે દીવાનને કહાવી મોકલ્યું ને પોતે ધારેલી યુક્તિ પાર પાડવાને માંદા પડયા. ચાંદો તથા ટીલો માંદા પડયા એવી દીવાનને ખબર થઇ એટલે દીવાને પોતાને હાથે કાગળ લખી કુંવરપર સીપાઇ સાથે મોકલ્યો; તે કાગળમાં ફક્ત એટલું જ લખેલું હતું કે, ( તમારે જવાની મુદતમાં ફક્ત ૧૧ દીવસ બાકી છે માટે તમારે હવે તૈયારી કરવા માંડવી ) કુંવર કાગળ

વાંચતાવાર વિચારમાં પડયો ને બોલ્યો. "અરે હું તો બધી વાત ભુલી ગયો હતો પણ ફીકર નહી." એમ કહી પોતાના સીપાઇને બોલાવ્યો ને કહે છે:--

**મંજીપરમાર**--તુમ અભી જાકર હમારા મામાકુ બોલાવ.

**સીપાઈ**—અચ્છા સાબ. એમ કહી ચાંદા ટીલાને ઘેર ગયો પણ બારણાં બંધ હતાં તે ઠોકયા અને ઘણી બુમો પાડી પણ કોઇએ જવાબ દીધો નહીં. થોડી વાર તે બેઠો એટલામાં ટીલાની બૈરી રતન બારીએ આવી તે સીપાઇ બેઠેલો જોઇ પુછે છે:-

**રતન**--કેમ ગુલાબ ! શું કામ છે ?

**ગુલાબ**--કુંવરસાબ ઉસકા મામાકુ બોલાતે હે.

**રતન**--પણ એ બંને ભાઇને રાતનો ખુબ તાવ આવ્યો છે તેથી અવાય એમ નથી. ગુલાબને જ્યાં એવું કહ્યું કે તરત મંજીપર-માર પાસે આવી કહે છે.

**ગુલાબ**--કુંવર સાહેબ, ઓ દેનો ભાઈકુ બોખાર આવતી હે.

**મંજીકુંવર**--(ચકીત થઈ) તેરેકુ કીને કહ્યા કે બોખાર આતી હે ?

**ગુલાબ**--સાબ, આપકા મામીને કહ્યા હે. તેવોજ મંજીપરમાર ઘોડેસ્વાર થઈ મામાને ઘેર ગયા ને તેમને પુછે છે.

**મંજીકુંવર**—અરે મામી મામાને શું થયું છે ?

**રતન**—આજ રાતનો બહુ તાવ આવ્યો છે અને હાડકાં બહુ બરડ બરડ બોલે છે.

**મંજીકુંવર**—મામા ક્યાં સુતા છે ?

**રતન**—(જરા ચોકીને) પેલા ઓરડામાં. તુરતજ મંજીકુંવર તે ઓરડામાં ગયા ને મામાને બોલાવવા લાગ્યા.

**મંજીકુંવર**—અરે મામા, તમોને શું થયું છે ?

**મામા**—અરે કુંવર અમે તો મરવા સુતા છીએ, તાવ બહુ આવ્યો છે ને હાડકાં ભાંગી જાય છે.

**મંજીકુંવર**—ઓસડ કાઇનું ખાધું કે નહી ?

**મામા**—અરે ઓસડ તો ખાધું છે. મંજીકુંવરે વિચાર કરી પોતાના સીપાઇ ગુલાબને મસુરીઆ ધાંચઝાને તેડવા મોકલ્યો, ગુલાબે જઇ તેને બજારમાંથી પકડી લાવી કુંવર પાસે રજુ કર્યો.

**મંજીકુંવર**—અરે મસુરીઆ, મારા મામાને તાવ આવે છે. માટે એને જલદી સારૂ થાય એવી દવા આપ.

**મસુરીઓ**—ઘણું સારૂં. એમ કહી તેઓની નાડ જોઇ પણ નાડમાં રોગ બીલકુલ માલમ પડયો નહી તથા તે તેઓના સ્વભાવથી જાણીતો હતો તેથી ચેતી ગયો કે એ ઢોંગ છે. થોડીકવાર વિચાર કરે છે એવું ડોળ ઘાલી મંજીને કહ્યું કે સાહેબ એમનાં હાડકાં બહુ દુખે છે તેના જોરે તાવ આવ્યો છે, બાકી તાવ નથી. માટે થોડી રાખોડીનાં હું નીશાન કરૂં ત્યાં ડામ દો એટલે તરત સારૂ થઇ જશે. એમ કહી રાખોડીના ડાગ કર્યા. જયાં મસુરીઆએ એવું કહ્યું કે ચાંદા તથા ટીલાના પેટમાં ફાળ પડી ને મનમાં કહ્યું કે આ સસરાએ તો જીવતા મારી નાંખ્યા. મંજીપરમાર પણ પોતાના મનમાં સમજી ગયો ને તુરત લુવારને બોલાવી મંગાવી ભઠ્ઠી તૈયાર કરાવી. ભઠ્ઠી બરાબર સળગી એટલે લુહારે ઝીણાં ઝીણાં ઓજાર તેમાં તપાવવા મુકયાં. હથીયાર તપ્યા ને લાલચોળ થયાં એટલે લુહાર મંજીને કહે છે.

**લુવાર**—સાહેબ હથીયાર તૈયાર થયાં છે.

**મંજીકુંવર**—આ જેટલા ડાઘ પાડેલા છે ત્યાં ત્યાં ડામ દઇ દો.

**રતન**--( ગભરાઇને ) અરે કુંવર સાહેબ એમ કરવાથી તમારા મામા સારા નહી થાય પણ ઉલટા મરી જશે.

**મંજીકુંવર**--અરે મામી તરત સારા થઇ જશે.

**રતન**—હું ચાર દીવસમાં સારા કરી તમારી તરફ મોકલવાનું વચન આપું છું માટે તમે એમ નહી કરો.

**મંજીકુંવર**--ત્યારે આપણે એમ કરવાની જરૂર નથી એમ કહી પોતાને મહોલે ગયા, મંજીપરમાર ગયા કે તરત ચાંદો તથા ટીલો સુઇ રહ્યા હતા તે ઉઠયા.

**રતન**--હવે તમારે કુંવર સાથે ગયા વગર ચાલવાનું નથી.

**ચાંદો**--હે ભાઈ! હવે શું કરીશું ગયા વગર તો ચાલવાનું નથી.

**ટીલો**--ફીકર શું કરવા કરે છે આપણે જઇશું ને સુકન સારા નથી એમ સમજાવીને પાછા આવીશું, હવે ચાર દિવસ વિત્યા એટલે તેઓ મંજીપરમાર પાસે ગયા.

**મંજીકુંવર**—કેમ મામા! હવે શરીરે કેમ છે ?

**મામા**--હવે સઘળો આરામ થઈ ગયો પણ આપણે કયારે નિકળવું છે ?

**મંજીકુંવર**--કાલના દહાડા પછી.

**મામા**—ત્યારે પરમદહાડે તૈયાર થઇ કયારે આવીએ ?

**મંજીકુંવર**—પરમ દહાડે સવારના પોહોરમાં તૈયાર થઇ આવવું ચુકવું નહિ.

**મામા**—બહુસારૂં હવે અમને રજા છે ?

**મંજીકુંવર**-હા જાઓ તમને રજા છે, તેવાજ તેઓ પોતાની બેન જેજેવંતીને મળી ઘેર ગયા.

બીજે દીવસે મંજીપરમાર દીવાનપર ચીઠી લખી, તેમાં પોતાના

ચતુરીઆ બારોટ સાથે ૧૦૦ ઊંટ મોકલવાને લખ્યું ને ચતુરીઆ બારોટને કહ્યું કે કાલે આપણે ગુંડવણ તરફ જવાનું છે માટે તારે સવારના પહોરમાં તૈયાર થઇ તે ૧૦૦ ઊંટ લઇને આવવું. ચતુરીઆ બારોટે કહ્યું ઘણું સારૂં ને પછી પોતાને ઘેર ગયો. બીજે દિવસે સવારમાં ચતુરીઓ બારોટ ૧૦૦ ઊંટ લઇ મંજીપરમાર પાસે આવ્યો ને તરતજ ચાંદો તથા ટીલો પણ આવ્યા.

મંજી--કેમ મામા, બધા કામથી પરવારી આવ્યા છો કે ?

ચાંદો ટીલો—હવે અમે તઇયાર છીએ; સાહેબ, તમારી વારે વાર.

મંજી—અરે મામા, તમે તથા ચતુરીઓ બારોટ અગાડી ગુંડવણ તરફ ચાલતા થાઓ, ને શેત્રંજ વાવડી આવે ત્યાં મુકામ કરજો. હું કાલે આવીશ.

ચાંદો તથા ટીલાએ મંજીપરમારનો આવો હુકમ સાંભળ્યો કે તરતજ તેઓ ઘર તરફ ફર્યા ને ત્યાંથી જોઇએ તેટલો સામાન લીધો ને ચતુરીઆ બારોટને લઇ ગુંડવણ તરફ ચાલ્યા સો ઉંટ લીધાં હતાં તેને એક એકને પુંછડે બાંધી લીધેલાં તે જોઇ લોકો ઘણા અજબ થતા હતા. મંજીકુંવર એ લોકોને વિદાય કર્યા પછી દિવાનની પાસે ગયા. દીવાને તેને ઘણાજ આદરમાનથી પોતાની પાસે બેસાડયો.

દીવાન—સાહેબ! ગુંડવણ પર ચઢાઇ કબ કરેંગે કે હો ?

મંજી—હમ કલ જાનેકા હે ઓર ઉસકી હકીકત પુછનેકુ આયા હું.

દીવાન—( સઘળી હકીકત કહ્યા પછી ) તુમકુ કીતના લસ્કર ચઈતા હે ?

મંજી—હમકુ લસ્કર કુછ નહી ચઈતા.

દીવાન--જબ કીસ તરેસે લઢોંગે ?

મંજી--હમ તમારી જુક્તીસે લઢેગા, તુંમેરા મનમાં કુચ અંદેશા નહી રખના.

હવે મંજીપરમાર દીવાન સાથ વાતચીત કરી રહી પોતાને મોહોલે ગયા. જેવા મંજીપરમાર આવ્યા ત્યારે રાણી જેજેવંતી, બેન રત્નાવળી તથા ચાકર વગેરેનો દેખાવ મંજીપરમારને જોઇ ઘણોજ દીલગીરી ભરેલો દેખાતો હતો. રાણી જેજેવંતી, કુંવર લડાઇપર જાય છે એ વાત સાંભળી એવી મુઢ જેવી બની ગયેલી હતી કે તેનાથી કુંવરને એક શબ્દ પણ પુછી શકાતો ન્હોતો. સાંજ પડી એટલે વાળુ કરી મંજીપરમાર નિંદ્રાવશ થયા, બીજે દીવસે સવારમાં ઉઠી દંતધાવન કરી પુજા કરી એક ચિત્તે ધ્યાન ધર્યું એટલે કાળીકાજી સનમુખ આવી ઉભા.

મંજી—( પગે લાગી ) હે જગત માતા, આજે હું ગુંડવણ જીતવા નીકળું છું.

કાળકાજી—જા બેટા ફત્તેહ કરી આવ, પછી કાળભેરવને બોલાવી કહ્યું કે તારે મંજીપરમાર પાસેથી ખસવું નહીં ને કુંવરની સંભાળ રાખવી, ને એક વાળ પણ વાંકા થવા દેવો નહીં. જો કાંઈ હરકત પડે તો દુર કરવી, એવી સમજુતી આપી આદ્યશક્તિ અંતરધ્યાન થઇ ગયાં.

મંજી—હે કાળભેરવ હવે કેમ કરવું છે ?

કાળભેરવ—હવે કયારે ચાલવું છે.

મંજી—આજે.

કાળભેરવ—તમે ચાલતા થાઓ, હું તમને રસ્તામાં મળીશ એમ કહી તે અંતરધ્યાન થઇ ગયો.

હવે મંજીપરમારે પોતાના ખાનગી દીવાનખાનામાં જઇ પોતાનો લશ્કરી પોશાક પેહેર્યો, કેડે કમરપટો બાંધી તેમાં સુનાની મુઠની કટાર તથા જમાઇઓ ઘોંચી દીધા. બંદુક પણ સારી રીતે બાંધી લીધી, તેમજ ઢાલ, ગુપ્તિ, બરછી વગેરે હથિયાર પણ ઘોંચી દીધાં. એવો શુરવંતો પોશાક પેહેર્યો એટલે ગુંડવણ જીતશે જ એવો દેખાવ એના ચહેરા ઉપરથી જોવામાં આવતો હતો. સઘળી રીતે તૈયાર થઇ પોતાની માતુશ્રી પાસે આવી કહે છે.

### દોહરો.

માતારે મારી માવડી, લાગુ તમને પાય;
શુકન આપો ભલી ભાતના, જીતવા ગુડવણ રાય. ૧
તૈયાર થઇ હું આવીયો, જાઉં છું હૂં ત્યાં આજ;
ગુંડવણ જીતી ઘેર આવીશું, કરશું બાપનાં કાજ. ૨
એમ કહી પગે લાગીયો, માતાને રાજકુમાર;
એટલે માતા બોલીયાં, તે વેળા તે ઠામ. ૩
વહેલા જીતી ઘેર આવજો, થશે કામ તુજ સિદ્ધ;
એમ કહી કર મુકીઓ, રાજકુંવરને શિશ. ૪
આશીષ દીધી અતિ ઘણી, ઉપજ્યો મન ઉમંગ;
માતા કાળી પ્રસન્ન હજો, નવ કરશો મન ભંગ. ૫
સતી શિરોમણી સાધવી, જેજેવંતી માતાય;
કવિજન કહે કહ્યું એટલું, શુકન આપ્યા ભલા ત્યાંય. ૬

માતુશ્રી જેજેવંતીએ ખુશી થઇ સારા શુકન આપ્યા, ત્યાર પછી રેવંત પર અસ્વાર થઇને રાણી મોહોલ આવ્યા. રાણી પદમણીએ પોતાના સ્વામીને દીઠા કે તુરત અદબસર ઉઠી માન આપી પોતાના પલંગપર બેસાડયા, ને પુછ્યું.

**રાણી**—આ શુરવંતો પોશાક પેહેરી શીદ જાઓ છો ? આ તો યુદ્ધ કરવા જાતા હોય એવો પોશાક છે. ને તમારા ચેહેરા ઉપરથી એવું જણાય છે.

**મંજી**—હા પ્યારી ! હું યુદ્ધ કરવા જઉં છું ને તારી પાસે શુકન માગવા આવ્યો છું.

**રાણી**—( એકદમ ચોંકીને ) કયાં યુદ્ધ કરવા જાઓ છો ? હુ તો કાંઇ જાણુતી નથી ને શુકન આપતી નથી.

**મંજી**—શુકન આપ્યા વગર ચાલે તેમ નથી.

**રાણી**—સ્વામીનાથ, શુકન આપવા સારૂં મારૂં દીલ ચાલતું નથી.

**મંજી**—જો તું શુકન નહીં આપે તો મારા બાપનું વચન ફોગટ જાય.

**રાણી**—પણ મહારાજ મને કહો તો ખરા, કયા દેશપર ચડાઈ કરવી છે.

**મંજી**—મારે ગુંડવણ દેશ જવું છે, ને તે જીતવો છે.

**રાણી**—હે મારા પ્યારા, ગુંડવણ દેશ મહા કઠણ છે ને તમારી ઉમ્મર પણ નાની છે.

**મંજી**—હે સ્રી ! તું મને કાંઈ ઓછો જાણે છે ? હું રજપુતનો દીકરો થઇ જ્યારે રણમાં પાછી પાની કરૂં તો મારી જનુની લાજે કે નહીં ? લાજે જ એમાં કાંઇ સંદેહ નહીં. તને ખબર છે કે રજપુતનો દીકરો કદાપિ છુપો રહે નહીં. વળી જો સાંભળ.

### કવિત.

તારેકી જયોતમેં ચંદ્ર છુપે નહીં, સુર્ય છુપે નહીં બાદલ છાયો;
રણ વિષે રજપુત છુપે નહીં, દાતાર છુપે નહીં ઘેર માગણ આયો.
ચંચલ નારી કી નેણ છુપે નહી, પ્રીત છુપે નહી પુંઠ દેખાયો;
કવિ ગંગ કહે સુણ શાહ અકબર, કર્મ છુપે નહી ભભુત લગાયો.

હે પ્યારી, આટલાં વાનાં કહ્યાં તેમાંનો એક હું છું તેથી વિચાર કર. ને આ શુકન આપ, કે ગુંડવણ જીતી વહેલો ઘેર આવું.

રાણી—હે સ્વામીનાથ, તમે સુખેથી જાઓ ને તમારા પીતાનું નામ વધારો તેમાં હું ખુશી છું પણ વહેલા પધારજો. હું સઘળી વાત સમજું છું તથા બધી વાત હું તમારા પ્રતાપથી જાણું છું. પદમણી રાણી નીચે પ્રમાણે શુકન આપે છે.

રાગ ઓખાહરણનો.

તમે સાંભળો મારા સ્વામી, હું કહું છું તમને શીર નામી,
સારા શુકન આપું હાંએ, તમો જીતશો રણમાં રાયે.
ગુંડવણ જીતશો મારા નાથ, કાળભેરવ તમારી સાથ.
ગુંડવણ મારશો ભરથાર, સાસુ જેજેવંતીના કુમાર,
ચાંદો ટીલો બે મામા તમારા, તેને દેખું છું કાળ હમારા;
ચાંદો ટીલો બે કપટજ કરશે, એતો મોત વિના વળી મરશે.
ઘણી વિપતજ તમને પડશે, લોક ગુંડવણ તમથી ડરશે,
તમે મહા શુરવંતા રાજન, જોગ માયા તણા છો તન;
રાજ ગુંડવણ કેરી માંહે, એક બળવંતો છે ત્યાંહે.
નવલાખ નવાણું હજાર, તેનો ઉપરી છે સરદાર, ૫
તમ જુદ્ધ વિચારીને કરજો, માત કાળી તમે સાંભરજો;
તેના ઉપર શીવ પ્રસન્ન, તમ હાથે તેનું મરણ. ૬
શેત્રંજ સુના છે મારી પાસ, તે તો લેની તમારી સાથ,
હું તો આશીશ દઉં છું આજ, સુત સામળ પરણજો મહારાજ. ૭

પદમણીરાણી—હે સ્વામીનાથ, ગુંડવણ જીતી વેલા આવજો ને આ આપણા શેત્રંજ તથા સુનાને સાથે લેતા જાઓ એટલે કાંઇ પણ હરકત પડવા દેશે નહીં. વળી રેવંતઘોડો પણ તમારી પાસે

છે તે આકાશની ખબર લાવે એવો જોગમાયાનો આપેલો છે, હવે રાણી શૈત્રંજ તથા સુનાને કહે છેઃ—

દોહરો.

શૈત્રંજ સુના બે બાંધવા, સુણજો મારી વાત;
સ્વામી સોંપું માહેરા, રક્ષણ કરજો સાથ. ૧
માહા બળવંતા સ્વાન છો, જીતજો ગુંડવણ રાજ;
વહેલા જીતાડી લાવજો, જીવન પ્રાણ માહારાજ. ૨
રખે કાંઈ થાય નહીં, કરશું તમ પર રીશ;
જો કાંઈ થાશે મુજ પ્રાણને, છેદીશ તમારા શીશ. ૩
માટે બંધવ સાંભળો, કરજો એના જતન;
હું કહું તમને એટલું, એ છે માહારે રતન. ૪
એમ કહી કર મુકીઓ, બંને સ્વાનને શીશ;
કવિજન કહે છે એટલું, દીધી ઘણી આશિશ. ૫

પદમણી રાણી શૈત્રંજ તથા સુનાને ઘણા સમજાવ્યા પછી જોગમાયાના આપેલા રેવંત ઘોડાને નીચે પ્રમાણે કહે છે.

દોહરા.

સાંભળ રેવંત માહરા, હું કહું તુજને પેર;
ગુંડવણ જીતાડી લાવજે, ઘણા હેતથી ઘેર. ૧
તું તો શક્તિનો અશ્વ છે, આપ્યો માય પ્રીત;
હેતથી સંભળાવીએ, કામ કરજો બહુ રીત. ૨
ઉડી શકો આકાશમાં, બળવંતા માહા વીર;
જતન કરીને રાખજો, સોંપુ સ્વામ શરીર. ૩
જીવણ પ્રાણ આધાર છે, સાંભળ રેવંત તું;
રક્ષણ કરજો રાયનું, નહીં તો મારીશ હું. ૪

આપ્યા શુકન રાણીએ, ઉપજ્યો મન ઉમંગ;
આવજો વહેલા રાયજી, તમો છો તન મન ધન. ૫

રાણી પુરબા દેશની, ધણી સતી તે આપ;
કવિજન કહે છે હેતથી, ધન ધન તેના માબાપ. ૬

## સત્યવાદી નાર વિશે છપ્પો.

સતી હોય ઘેર નાર, પુન્ય તેનાથી થાય,
સતી હોય ઘેર નાર, પાપ તો નાશી જાય,
સતી હોય ઘેર નાર, સ્વામીને નવ ખીજે;
સતી હોય ઘેર નાર, શીખામણ સારી દીજે;
સતી હોય ઘેર નાર, પુરૂષ કાયર નવ થાયે;
સતી હોય ઘેર નાર, લાગે સૌ તેને પાયે. ૧

સતી હોય ઘેર નાર, અનેક કામ તે કીજે;
સતી હોય ઘેર નાર, તે તો કોઇથી નવ બીહીજે;
સતી હોય ઘેરનાર, તો વિશ્વાસ સૌ તેનો કરે;
દાસ નરોત્તમ એમ કહે, સ્વર્ગમાં તે સંચરે. ૨

જેને ઘેર સતી નાર હોય છે તેને કશું દુઃખ રહેતું નથી. જુઓની રાણી પદમનીએ કેવા સારા શુકન આપ્યા. પછી મંજી પરમાર બહાર નિકળ્યા. ને અગાડી જઇ પોતાનાં મામાને મળ્યા, દિવાન મહમદશાહના મનમાં એવો વિચાર આવ્યો કે મંજીકુંવર કંઇ લશ્કર નથી લઈ ગયા તો એ જીતશે કેમ!!!

મંજી—અરે! મામા, શુકન સારા થયા કે નહી?

ચાંદો તથા ટીલો વિચાર કરે છે એટલામાં એક ઘોડી બરેલું

હરણું જમણા હાથ તરફથી આવ્યું ને ડાબા હાથ તરફ દોડી ગયું. એટલે:-

**ચાંદો તથા ટીલો**--આ હરણું આડું ગયું, તેથી સારા શુકન થયા.નહીં તેથી અગાડી જઇ આપણે ફાયદો કાઢવાના નથી. પછી તમારી મરજી.

**મંજી**--મામા, એ હરણું પાછું વળી આવે તો સારા શુકન થાય કે નહી?

**ચાંદો, ટીલો**--ત્યારે તો સારા શુકન થાય; પણ એમ થવું મુશ્કેલ છે.

**મંજી**—કદાચ એ હરણ પાછું વાળું તો કેમ?

**ચાંદો, ટીલો**—ત્યારે તો ઉત્તમ શુકન થાએ.

હવે મંજીપરમાર સેત્રંજ તથા સુનાને કહે છે:—

**દોહરો.**

સેત્રંજ સુના બે બંધવા, જાઓને પાછળ આજ;
હરણ વાળો પ્રિતથી, એ છે તમારાં કાજ. ૧
બળવંતા માંહા કેશરી, સારા સુકન નવ થાય;
પાછું ઝટ તમ વાળજો, સારા સુકન થઇ જાય. ૨
જેવું શ્વાને સાંભળ્યું, ધાયા તેની વાર;
પકડયું ઝટ પ્રિતે થકી, પાછું વાળ્યું તે ઠાર. ૩
પાછું વાળી બોલિયાં, મામા ઉપર રીસ;
સાંભળો પતી માહેરા, ઓચરીએ આ દિશ. ૪
સુકન થયા ભલી ભાતના, આપ્યા માએ ત્યાંય;
સતી છે પ્રરબાદેશની, મિથ્યા વચન નવ જાય. ૫

અવળા બંને મામલા, એમ કહીએ તમને પેર;
હુકમ કરો જો રાજવી, મારી નાંખીએ આ ઠેર. ૬
મંજી વળતી બોલીઆ, સેંત્રજ સુનાની પાસ;
હમણાં એને નવ મારીએ, લોની આપણી સાથ. ૭
એટલે મામા બોલીઓ, સાંભળો તમે રાજન;
શુકન થયા સોહામણા, ખુશી થયા સૌ જન. ૮
ત્યાંથી અગાડી પરવર્યાં, ચાલ્યા સૌ રણુ માંય;
કવિજન કહે છે એટલું, કપટ મામા મન માંય. ૯

મંજીકુંવરે સેત્રંજ તથા સુનાને ચાંદા તથા ટીલાને હમણાં મારવાની ના કહી, તેથી કરી ચાંદા તથા ટીલાના મનમાં ઘણુંજ કપટ ભરાયું. અને મંજીને કેવી રીતે મારવો તેનો વિચાર કરતા કરતા અગાડી ચાલ્યા.

**બારોટ**—અરે સાહેબ, આ ઉંટ શું કરવા સાથે લીધાં છે?

**મંજી**—અરે બારોટ, ગુંડવણુની સીમમાં ચરવા મુકવાને.

**બારોટ**—ઘણું સારૂં.

હવે મંજીપરમાર પંથ કાપતાં કાપતાં અગાડી ચાલ્યા, ને જ્યાં ગુંડવણુનો મુલક ૨૦ ગાઉ દુર રહ્યો એટલે એક મોટું બીહામણુ જંગલ આવ્યું, તેમાં બાવળ, ખેર, કંથેર, ટીમરવો, સાગ, સીસમ, વડ ઇત્યાદિ ઘણી જાતનાં ઝાડો હતાં, અને વળી તેમાં કોતરો પણુ ઘણાં હતાં, અને તે ઘણા ઉંડાં હતાં, તથા તેમાંથી વાઘના બરાડા સંભળાતા હતા. એવાં જંગલમાં મંજીપરમાર ચાલ્યા. એ જંગલનું નામ ( મરતુકાળ ) હતું. અને તેમાં દેવ દાનવથી પણુ જઇ શકાતું નહોતું એવું બીહામણું હતું, ચાંદો તથા ટીલો જંગલ જોઇ બીવા લાગ્યા પણુ મંજીપરમાર ચાલે એટલે એમનો છુટકો નહીં. ચાલતાં

ચાલતાં બપોર વિત્યા એટલે ચાંદો તથા ટીલો કહે છે, હવે આપણે અહીયાં મુકામ કરીએ.

મંજી—હાંઠ, પછી ત્યાં મુકામ કર્યો; એટલે:-

બારોટ—સાહેબની રજા હોય તો ઉટને ચરાવી આવું ?

મંજી—સુખે જા, ચતુરીઓ બારોટ જંગલમાં ઉંટ ચરાવવા ગયો. સેત્રંજ સુના એ બંને કુતરા મંજીની પાસે બેઠા. પછી રેવંત ઘોડાને વડની સાથે બંધાવીને.

મંજી—અરે મામા ! મારે પાણી પીવું છે તે લઇ આવો.

ચાંદો ટીલો—કુંવર સાહેબ, અમે તો થાકી લોથ જેવા થઇ ગયા છીએ ને માથું પણ દુઃખે છે.

મંજી—મામા એમ હોય તો સૂઇ રહો, હું પાણી લઇ આવું.

એમ કહી મંજીપરમાર જંગલમાં એક ગાઉ પર વાવ હતી ત્યા હથિયાર બાંધી પાણી લેવા ગયો, તે વાવ ઘણી મોટી બીહામણી હતી, અને તેને ૩૬૦ પગથીઆં હતાં. તે વાવમાં માનવી રૂપ ધારણ કરીને મહા મોટો દૈત્ય પાણી પીવા બેઠો હતો એટલામાં મંજીકુંવર હાથમાં લોટો લેઇ વાવમાં ઉતર્યો, તે પેલા દૈત્યે દીઠો, તેવોજ દૈત્ય વિચાર કરવા લાગ્યો કે આજ હું મોટા નશીબવાળો કે માણુસ મને ખાવાને મળશે. એમ કરતાં મંજીપરમાર વાવમાં ઠેઠ નિચે ઉતર્યો, ને જ્યાં દૈત્ય બેઠો હતો ત્યાં આવી હાથ પગ ધોઇ પાણી પીધું એટલે,-

દૈત્ય—અલ્યા તું કોણુ છે ?

મંજી—હું ગમે તે હું તેમાં તારે શું કામ છે?

દૈત્ય—પણ હું તો જાણું કે તું કોણુ છે ?

મંજી—હું ધટચંપાના રાજા માણેકદે પરમારનો પુત્ર છું.

દૈત્ય—ત્યારે મારૂં નશીબ મોટું છે.

મંજી—અલ્યા તારૂં નશીબ કેમ મોટું છે?

દૈત્ય—કેમકે આજ મને જમવાનું સારૂં મળશે.

મંજી—કોને ઘેર?

દૈત્ય—તું મને ઓળખે છે?

મંજી—હું ઓળખતો નથી પણ તું માણસ જાત છે.

દૈત્ય—માણસ તો નથી પણ તારો ભક્ષ કરનારો હું દૈત્ય છું.

મંજી—હું રજપુતનો દીકરો દૈત્યનો નાશ કરનાર છું.

દૈત્ય—તેં મારૂં સ્વરૂપ જોયું છે?

મંજી—ગમે તેવું તારૂં સ્વરૂપ હશે તો પણ શું થઇ ગયું, હું તને માર્યા વગર મુકું નહિ.

દૈત્ય—જોજે, એમ કહી વિકાળરુપ ધારણ કરી વાવમાં ઉભો રહ્યો ને કહે છે આજ હું તને ખાધા વિના રહેવાનો નથી.

મંજી—(સમશેર દેખાડી) આ સમશેરે તારા સઘ કકડા કરી દેવી કાળીને ભોગ આપું. ને તારે જીવતા જવું હોય તો ચાલ્યો જા. કુંવરનું આવું બોલવું સાંભળી દૈત્યને કાળ ચઢ્યો ને મોઢું પોહોળું કરી જેવો મંજીને ખાવા જાય છે એટલામાં કાળભેરવ હાથમાં મોટી ગદા લઇ આવ્યો.

કાળભેરવ—તારૂં મોત આવ્યું છે જોજે, એમ કહી મહા ત્વરાથી ગદા મારી પણ દઇત્ય મહા જોરાવર હતો તેથી ગદા એક હાથમાં ઝીલી લીધી તેથી વાગી નહીં, પણ એટલામાં મંજીએ દેવી કાળીનું સ્મરણ કરી જે હાથમાં ગદા ઝાલી હતી તે પર સમશેરનો ઘા કર્યો તેથી હાથ કપાઇ જઈ વેગળો પડ્યો, ને ગદા છુટી ગઇ,

જેવી ગદા છુટી એટલે કાળભેરવ મંજીની રજા લઇ અંતરધ્યાન થઇ ગયો, ને મંજીપરમાર પાણીનો લોટા ભરી પોતાના મુકામે આવી બેઠા એટલે,

**ચાંદો, ટીલો**—અરે કુંવર પાણી લાવતાં આટલી વાર કેમ લાગી

**મંજી**—મામા એક દુષ્ટ દઇત્ય વાવમાં પાણી પીવા આવ્યો હતો તેની સાથે તકરાર થઇ તેને મારવામાં વાર લાગી ?

મામાએ આ વાત સાચી માની નહિ તેથી પોતે ફરવાનું બાનું કરી વાવ ઉપર જોવા ગયા ત્યાં જાઇ જોયું તો મહા સામર્થ્ય-વાન દઇત્ય પડેલો દીઠો તે જોઈ ચમકયા પણ મુએલો હતો તેથી હીંમત રાખી ઉભા ને એક એકના સામું જોવા લાગ્યા.

**ચાંદો**—હે ભાઇ જેણે આવો મોટો દઇત્ય માર્યો તે અગાડી ગુંડવણ માર્યા વીના કેમ રહે ? ને જો આપણે વાંકા ચાલીએ તો કોઇ વખત આપણા પણ આજ હાલ.

**ટીલો**—તેથી આપણે કપટ કરી એને મારવો ને કુંવર જાણે નહિ કે મામાના મનમાં કપટ છે એવી રીતે ઘાટ ઉતારવો, એવો મનસુબો કરી બંને ભાઇ જંગલમાં ફરી પાછા મુકામપર આવ્યા, અને ચતુરીઓ બારોટ પણ આવ્યો. સાંજે સઘળાઓએ ભોજન કર્યો બાદ ત્યાંથી મુકામ ઉપાડયો, ને અગાડી ચાલતા થયા. સવારનો પહોર થતાંજ તેઓ ગુંડવણ દેશની સરહદ પર આવી પહોંચ્યા ને ત્યાં મુકામ કર્યો, ત્યાર પછીઃ—

**મંજી**—અરે બારોટ, સઘળા ઊંટ ગુંડવણની સીમમાં ચરવા છોડી મુકો—

**બારોટ**—ઘણું સારૂં, એમ કહી ઊંટને ચરવા છોડી મુક્યાં.

મંજી—બારોટ, હું તમને એક કાગળ આપું તે તમે ગુડ-વણુ સભામાં જઇ આપી આવો.

બારોટ—ઘણું સારૂ, પછી સઘળાઓએ ભોજન કર્યું. ભોજન કરી રહ્યા પછી મંજીપરમારે ગુંડવણુ લોક પર કાગલ લખ્યો ને બારોટને આપ્યો. બારોટ કાગળ લઇ વિચાર કરવા લાગ્યો કે જો હું આ વેષે કાગલ લઇ જઇશ તો ગુંડવણુ લોક મને મારી નાંખશે કેમકે તેઓ મને ઓળખે છે માટે વેશ બદલીને જાઉં એવો વિચાર કરી તળાવની પાળે ગયો ને ત્યાં ઝીણું ઝીણું ઘાસ ઉગ્યું હતું તે કાપી લેઇ તેનો એક ભારો બાંધ્યો ને મંજીપરમારનો આપેલો કાગળ તેમાં મુકયો પછી ફાટાં ફાટાં લુગડાં પહેરી મજુરનો વેષ ધારણ કરી માથે ભારો મુકી ગુંડવણુ સભા તરફ ચાલતો થયો. ગુંડવણુ દરવાજામાં પેઠો એટલે એક રજપુતની કુમારિકા તે ભારો જોઇ કહે છે.

### દોહરો.

મજુર આવ તું હેતથી, ભારો વેચ આ ઠામ,
તુજને કીંમત આપશું, મળશે ઘણેરાં દામ. ૧
વળતી બારોટ બોલિયો, સાંભળ બહેની તું;
મારો ભારો નવ લીજીએ, નથી વેચતો હું. ૨
મારો ભારો મોંઘા મુલનો, તુજથી નવ લેવાએ;
મોટા મોટા રાજવી, તે પણ હારી જાએ. ૩
એ ભારો બળવંત તણો, ગુંડવણુ દેશ આ શુદ્ધ;
મંજીકુંવર તો આવીઆ, પ્રગટ થશે મોટું જુદ્ધ. ૪
એ ભારો મંજી તણો, ગઢ ચંપાનો રાએ;
ભારા મધે પત્ર છે, જીતવા ગુંડવણુ રાએ. ૫

માટે સાંભળો બેનડી, વિપરીત છે આ કામ;
કવિજન કહે છે હેતથી, તજી ચાલ્યો તે ઠામ. ૬

ચતુરીઓ બારોટ તે ઠામ તજી અગાડી ચાલ્યા, ઘાસ ઘણું સારૂ હતું તેથી ઘણા જણ તેને પુછતા, પણ તે કહેતો કે "એ ભારો વેચવાનો નથી." એમ અગાડી જતાં ગુંડવણ સભા થોડીક દુર રહી, એટલે ફોજદારનો મુકામ આવ્યો; તે ફોજદાર બારીએ બેઠો હતો તે ઘાસનો ભારો જોઈ કહે છેઃ—

**ફોજદાર**—અલ્યા મજુર, એ ભારાનું શું લે છે ?

**મજુર**—એ ભારો તારાથી લેવાય એમ નથી.

**ફોજદાર**—એ હું નહી લઉં ત્યારે કોણ તારો બાપ લેવાનો હતો ?

**મજુર**—મારો બાપ તો મરી ગયો છે, ને તારો બાપ બે ત્રણ દીવસમાં મરવાનો છે, એવું બારોટે કહ્યું એટલે ફોજદાર ઘણો ગુસ્સે થયો.

**ફોજદાર**—અલ્યાં મજુર! તું મને ઓળખે છે ?

**મજુર**—હું તને નહિ ઓળખું, ત્યારે કોણ મારો બાપ ઓળખવાનો હતો ?

**ફોજદાર**—અલ્યા હું આ શેહેરનો ફોજદાર છઉં.

**મજુર**—તું આ શેહેરનો ફોજદાર છે, તો હું આ શેહેરનો મજુર છું.

આવું મજુરનું બોલવું સાંભળી ફોજદાર ઘણોજ ગુસ્સે થયો ને પોતાના સીપાઈને હુકમ કીધો કે એ ગાંડો છે માટે એને કાઢી મુકો. ફોજદારનું આવું બોલવું સાંભળી તે ચાલી ગયો ને સીપાઇ તેને કાઢી મુકવા આવ્યો તો તેને કાંઇ દીઠો નહી. જો ગાંડા જેવો ઢોંગ ન કરે તો એને ગુંડવણ લોકની સભામાં કોઈ જવાદે નહી.

એમ અગાડી ચાલતાં સભાના દરવાજા આગળ જઇ પહોંચ્યો ને બુમ પાડી કે "ઘાસનો ભારો, લો ઘાસનો ભારો" એમ બુમ પાડતો પાડતો ગુંડવણ સભા ભરાઇને બેઠી હતી ત્યાં જઇ ઉભો રહ્યો ને ગુંડવણ લોકની ચર્ચા જોવા લાગ્યો. ગુંડવણ લોકોનું સ્વરુપ જોઈ આશ્ચર્ય પામ્યો કેમકે તેઓ તે વખતે ઘણાજ વિક્રાળ રૂપના દેખાતા હતા, તેઓ અફીણ ખાતા હતા તેથી તેઓની આંખ પણ ખુની જેવી લાલચોળ દેખાતી હતી. તે જોઇ પોતાના મનમાં કહેછે કે, આ કામ મંજીને વટાળે એવું છે, પણ થોડીવાર બેસીને જરા અફીણ માગી ખાધુ ને પછી લાગ જોઇ બુમ પાડી ને કહ્યું "જરા મારૂં સાંભળશો?" ગુંડવણ લોક બધા એકી નજરે તેની તરફ જોઇ સાંભળે છે.

## દોહરો

ભારો લાવ્યો પ્રીતથી, નાંખુ રાજ સભાએ,
એ મધ્યે એક પત્ર છે, તે તમે વાંચજો રાએ. ૧
ગઢ ચંપાનો રાજીઓ, માણેકદે પરમાર;
તેનો કુંવર આવીયો, મંજી રાજકુમાર. ૨
વેર લેવાને આવીયો, સાંભળજો આ ઠામ;
માર્યા વિના નવ મુકશે, કીધાં પરાક્રમી કામ. ૩
ચેતાવવાને મોકલ્યો, હું આવ્યો તમ પાસ;
ભારો ઘાસનો નાખીઓ મારૂં મન થયું ઉલ્લાસ.
ત્યાંથી દોડી આવીઓ, બેઠા જ્યાં પરમાર;
ચિત રાખી તમે સાંભળો, માત કાળી કરનાર. ૫

બારોટ ઘાસનો ભારો નાંખીને દોડતો જ્યાં મંજી પરમાર બેઠા હતા ત્યાં આવી કહે છે. સાહેબ આપી આવ્યો ને ચેતાવી પણ આવ્યો.

**મંજી**—ઘણું સારૂં પણ તું ઘણો દોડતો આવ્યો છે તેથી થોડીવાર બેસ પછી તારે જે કહેવું હોય તે કહેજે.

હવે ગુંડવણ લોકના મનમાં ચટપટી થવા લાગી કે એ મજુર શું કહી ગયો પછી પેલો ભારો છોડયો તો માંહેથી એક કાગળ નિકળ્યો તે જોઇ ઘણા આશ્ચર્ય પામ્યા ને કાગળ વાંચવા માંડયો.

શ્રી

સરવે ગુંડવણ દેશની સભા મંડળ.

ગઢ ચંપાના માણેકદે પરમારના પુત્ર બાલામંજીની સલામ.

વિશેષ વિનંતી માંહે લખી જણાવું છું તે ધ્યાનમાં લેવી. મારા પિતા માણેકદે પરમારને તમે મારી નાખ્યો, તેનું વેર લેવાને વાસ્તે હું ગઢચંપાથી આવ્યો છું, તેથી તમારે તુરત લડાઇ કરવાને લશ્કર તઇયાર કરવું અગર તમારે લડાઇ નહી કરવાની ખુશી હોય તો અમને ૭ આના પ્રમાણે ખંડણી લખી આપો એટલે મારે જુદ્ધ કરવાની જરૂર રહેવાની નથી, વળી તમારા મનમાં એમ આવે છે કે છાના માના પછવાડેથી આવી દગલબાજીથી ગુંડવણ જીતી લીધો પણ તેમ કરવાની અમારે જરૂર નથી, માટે ખુબ ખાત્રી લાયક મનની સાથે વિચાર કરી જવાબ લખી મોકલવો અમારો મુકામ તમારા શેહેરને પાદરે ગુંડવણ વડની હેઠે છે. વળી તમને ચેતાવવાનું કે જો કાંઇ પણ અમને સુચના નહી આપશો તો કાલે તમારા શેહેરમાં આવી તમારો તમામ મુલક જીતી લઇશું તે નક્કી જાણવું હાલ એજ.

તા૦ માહે — સન

લી૦
**બાલામંજી માણેકદે પરમારની**
સલામ

પત્ર વાંચી રહ્યા બાદ ગુંડવણ સભાએ વિચાર કરવા માંડયો કે એની પાસે કેટલું લશ્કર છે તે જોઇ આપણે લશ્કર ચઢાવવું.

એવો વિચાર કરી સભાએ મંજી પાસે કેટલું લશ્કર છે તે જોવાને એક જણને મોકલ્યો, તે ઉઠી તાડીઆ કોટપર જોવાને ચડયો, તે કોટ બે માઇલ ઉંચો હતો, તે પર જઈ આસપાસ જોવા માંડયું તો લશ્કર કાંઇ દીઠું નહિ, તેથી હરખાઇને નીચે આવ્યો. એટલે;—

ગુંડવણુ સભા—અલ્યા ભાઇ, કેમ કેટલું લશ્કર છે?

ગુંડવણુ—ઘોડો તથા ઠાલાં ઉંટ, બે કુત્રા તથા બે ત્રણુ આદમી શિવાય બીજું કાંઇ નથી.

ગુંડવણુ સભા—એમ કાંઇ હોય નહીં, તેથી બીજા બે જણને ખાતરી કરવા મોકલ્યા તેમણે પણ પાછા આવી તેજ પ્રમાણે કહ્યું પછી સભાએ કહ્યું કે લશ્કર કાંઇ ચઢાવવું નથી, કેમકે મંજી લખે છે કે તમે જુવાબ નહીં આપશો અથવા લડાઇ કરવા તૈયાર નહીં થાઓ તો હું આવી એકદમ તમારૂં શહેર લઇ લઇશ. માટે આપણે બધા દરવાજા બંધ કરાવી ફક્ત એક કાંકરીઓ દરવાજો ઉઘાડો રાખવો, ને બધા ગુંડવણુના છોકરાઓએ મોટાં રેતીનાં દાળાં ભરી કોટ પર બેસવું. મંજીપરમાર બધા દરવાજા બંધ થયેલા જોઇ એ દરવાજે આવશે એટલે બધા છોકરાઓએ એકદમ એના ઉપર રેતી નાંખી એને દાટી દેવો એટલે થયું. તમામ ગુંડવણુ મોટે સાદે બોલી ઉઠયા, એ ઠીક યુક્તિ શોધી કાઢી, મંજીપરમારને કોઇએ મહેણું માર્યું હશે, તેનો ગુસ્સો લાવી વૈર લેવા આવ્યો પણ એ નાદાન શું સમજે, એમ કાંઈ વેર લેવાય છે. બધા છોકરાને આજે વરદી આપી દેજો કે કોઇ ભુલશો નહીં. કાલે સહવારમાં તેઓ કોટપર આવી બેસે. કચેરી બરખાસ્ત થઇ ને સઉ પોતપોતાને ઘેર ગયા. દરવાનને પણ હુકમ પહોંચ્યો હતો તેથી તેણે બીજા દરવાજા બંધ કર્યાં હતા.

બીજે દિવસે ચતુરીઓ બારોટ મંજીકુંવર સારૂ દાતણ લેવા ગયો તો દરવાજા બંધ દીઠા, ને કોટપર ગુંડવણ લોકોના છોકરાંને મોટાં રેતીનાં દાળાં લઇ બેઠેલાં દીઠાં.

બારોટ—અલ્યા ભાઇ! તમે બધા અહીંઆં શું કરો છો?

છોકરો—મંજી કરી કોઈ ધડચંપાના રાજાનો કુંવર આવ્યો છે તેને અહીંઆં દાટી દેવા છે.

બારોટ—ઘણું સારૂં. પછી બધી વાત પુછી ત્યાંથી દાતણ લઇ તે મંજીપરમાર પાસે ઘેર ગયો, ને કહ્યું કે "સાહેબ દાતણ લાવ્યો છું."

મંજી—લાવ, પછી દાતણ લઈ બાહાર ખુરશી માંડી દાતણ કરવા બેઠા, એટલામાં તેની નજર કોટ ઉપર પડી, તેથી બારોટને પુછ્યું, કે આ છોકરાંઓ કોટપર બેસી શું કરે છે?

બારોટ—સાહેબ! શેહેરના દરવાજા બંધ કર્યા છે, ને તમને દાટી દેવા એ છોકરાંઓ રેતીનાં દાળાં લઇ કોટપર બેઠા છે.

મંજી—(એ લોકોએ મને તો બળવંતો સમજી ખેલ કર્યો એમ વિચારીને) અરે બારોટ, તારે એકી નજરે કોટ તરફ જોયા કરવું.

બારોટ એકી નજરે જોવાં લાગ્યો, ને મંજીએ દાતણ કરી રહી કાળીકાજીનું એક ચિત્તથી ધ્યાન ધર્યું, ને પછી એક મોટો ખોંખારો કીધો. મંજીએ ખોંખારો કીધો કે તુરત તે કોટ એક મોટો ડુંગર પડે તેમ પડી ગયો, ને તમામ ગુંડવણ લોકોનાં છોકરા ક્ચરાઇ મરણ પામ્યાં. આ બીના જોઇ બારોટ ચકીત થઇ ગયો, ને મનમાં કહેવા લાગ્યો કે આ કામ ગુંડવણને વટાળે એવું ખરૂં. કેમકે આવો મોટો બે માઇલનો ઊંચો કોટ એક અવાજથી

તોડી પાડયો તો એ બીજું શું નહી કરે. મંજીપરમાર ગુંડવણુને મારીને એમનો દેશ લેઈ લેવાનો એમાં કાંઇ શક નહી. હવે ગુંડવણુ લોકોને ખબર પડી કે મંજીપરમારે કોટ તોડી પાડયો, એટલે તેઓ વિચાર કરવા લાગ્યા કે હવે શું કરવું, આ કામ તો વળી તરેહવાર જણાય છે.

એક ગુંડવણુ—સાહેબો ! ભુરીઆ ભાઇ તો પરણુવા ગયા છે.

ગુંડવણુ સભા—તે પરણુવા ગયા તો શું થયું ? આપણે બીએ કેની.

ગુંડવણુ—સૌ સાહેબોની જેવી મરજી.

સભા—એક જણુ જઇ ગુંડવણુ કીલ્લાપર લઢાઇનું નિશાન ચઢાવો ને ડંકો વજડાવો.

હવે એક ગુંડવણે ઉઠી લડાઇનું નિશાન ચઢાવ્યું, તથા ડંકો વગડાવ્યો, ને જ્યાં નિશાન ચઢયું તથા ડંકો વાગ્યો એટલે તમામ લશ્કર એકઠું થવા માંડયું. મોટા મોટા સરદારો પોતાના લશ્કરી પોશાક પેહેરી, બંધુક તલવાર, ભાલા વગેરે હથીઆર લઇ હાથી ઘોડા તથા ઉંટપર સ્વાર થઇ લડાઇ કરવાને તેયાર થયા. અને જેઓ ઘણાજ શુરવંત હતા તેઓએ પોતાના હાથમાં લોઢાની ગદાએ તથા સાંગો રાખેલી હતી એ પ્રમાણે તેયાર થઈ ફક્ત ૯૯૦૦૦ ગુંડવણુ લડાઈપર ચડયા. ગુંડવણુ સભાના મનમાં એવું કે મંજીપરમાર માર મારીને કેટલાને મારશે; માટે ફક્ત નવાણું હજારજ ચઢાવવા. એ ગુંડવણુ લોકોનો સરદાર લાલીઓ હતો તે બધાંને લઇ ગુંડવણુ મેદાનમાં જ્યાં મંજીપરમાર બેઠેલા હતા, તેની આસપાસ હથીઆર ખુલ્લાં કરી ઉભો.

**ગુંડવણુ**—અરે ! કુંવર, તારે જીવતા જવું હોય તો જા, નહીં તો મામો વિના મુકવાના નથી.

**મંજીપરમાર**—તમે મારશો કે હું મરીશ તે બધું હમણાં જણાશે, ( મંજીપરમારે પોતાના મામા તથા બારોટને કહ્યું કે તમે પેલા વડપર ચડી જાઓ, ને લડાઇમાં કોણ જીતે છે તે જુઓ ) તેવાજ તેઓ વડપર ચડી બેઠા. મંજીપરમારે પોતાના રેવંતને શણગારી હેના મોં ઉપર આદ્યશક્તિનું ત્રીશુળ બાંધ્યું, ને પોતે બે હાથમાં બે તરવાર લઈ રેવંતપર અસ્વાર થઇ મેદાનમાં ઉભો, તેની આસપાસ શેત્રંજ તથા સુનો પણ ઉભેલા હતા. હવે મંજીપરમારે કાળભેરવને સંભાર્યો એટલે કાળભેરવ વજરકછોટો મારી તથા હાથમાં વજરની ગદા લઇ આવી ઉભો.

**કાળભેરવ**—કેમ કુંવર મને કેમ સંભાર્યો ?

**મંજી**—અરે બંધવ, આ બધા ગુંડવણને મારી ચકચુર કરવા છે.

**કાળભેરવ**—અરે કુંવર, કશી વાતની ફીકર કરવી નહીં. હવે આપણે લડાઇ શરૂ કરો, દેવી કાળી તમારા જમણાં ભુજપર બેઠેલાં છે.

**મંજીપરમાર**— ( માતાજીનું સ્મરણ કરી ) અરે, ગુંડવણ લોકો અમારા પર તમો પહેલો ઘા કરો. ગુડવણ લોકોએ ઘોડાપર બંદુકોનો માર ચલાવવા માંડયો, એટલે રેવંત છમ દઇને આકાશ તરફ ઉડયો ને પછી સરરરર કરતો હેઠે ઉતર્યો, અને મંજીએ ફરતાં તરવારથી ઘણાક ગુંડવણ લોકોનાં માથાં કાપી નાંખ્યાં. રેવંત ચકરી મારતો મારતો ત્રીશુળવતી હજારો ગુંડવણને મારી નાંખે. મંજીપરમાર

તરવાર વતી ગુંડવણુમાંથી હજારોને કાપી નાંખે, ને કોઈ અધમુઓ થઈ પડે તો કુતરાઓ તેઓને પુરો કરી નાંખે, તથા કાળભેરવ ગદા ફેરવીને મારે એટલે હજારો ગુંડવણો કચરાઈ મરે. એ રીતે બપોર-લગીમાં તમામ ગુંડવણુ લોકોને મારી મંજીપરમાર પોતાને મુકામે આવ્યો, એટલે બારોટે વડપરથી નીચે ઉતરી રેવંતનો સામાન ઉતાર્યો ને પછી પંખો લઇ મંજીપરમારને પવન નાંખવા તેની પાસે બેઠો. સાંજના ગુડવણુ સભા લડાઈના સમાચાર સાંભળી ઘણીજ શોકાતુર થઇ ને બીજે દીવસે નવે લાખ ગુંડવણે સામટા ચઢાવવાનો ઠરાવ કર્યો.

બીજે દીવસે નવ લાખ ગુંડવણુ સામટા ચડયા. ને મંજીના મુકામની આસપાસ ફરી વળી મંજીને ઘેરી લીધો. બારોટે રેવંતને શણગારી તૈયાર કરેલો હતો, તથા મામાઓએ મંજીને બખતર પેહેરાવેલું હતું, એટલે તેઓ ગુંડવણુ લશ્કર આવતાંજ ત્રણે જણ એક કોતરની બરોડમાં સંતાઇ બેઠા. ગુંડવણુ લોકોને પોતાની આસ-પાસ ફરી વળેલા જોઇ, મંજીએ રેવંતપર અસ્વાર થઈ મેદાનમાં રેવંતને ચમકાવી મુક્યો. શેત્રંજ તથા સુના પણ કાળરૂપ જેવા દેખાતા હતા; જુદ્ધના વખતમાં મંજીપરમાર અકળાવા લાગ્યા, કેમકે મામા-ઓએ બખતર અવળું પહેરાવેલું હતું તેથી તેની ખીલીઓ મંજીના આંખા શરીરમાં ભોંકાવા લાગી. મંજીપરમારના શરીરમાંથી લોહી નીકળવા લાગ્યું ત્યારે અકળાઇને મામાને બુમો પાડવા માંડી. મંજી-ની બુમો કોતરમાં સંભળાઈ એટલે ચાંદો—

ચાંદો—અલ્યા ભાઈ! આપણે કુંવરને બખતર અવળું પેહેરાવેલું છે તેથી તે બુમો પાડે છે; માટે ચાલ આપણે જઈ બખતર સવળું કરી આવીએ.

**ટીલો**—હવે જો કદી ત્યાં ગયા તો પાછા જીવતા આવવાના નથી.

**ચાંદો**—પણ કદી મંજીપરમાર ગુસ્સે થશે તો તે આપણને મારી નાંખશે.

**ટીલો**—આ લશ્કરમાં મંજીપરમાર જીવતાજ રહેવાના નથી માટે વણો ડાહ્યો ન થા અને મુંગો મુંગો બેસી રહે.

મંજીએ ઘણી બુમો પાડી, પણ બંને મામામાંથી કોઇએ જવાબ સરખો દીધો નહીં. ત્યારે મંજી—

## રાગ ઓખાહરણ.

ચાંદા ટીલા બે મારા મામલા, તમે કામ બગાડયા મારા:
તમે આવોની મારી પાસ, મહારૂં મન થયું છે ઉદાસ. ૧
પહેરાવ્યાં બખતર અવળાં, તમે આવી કરોને સવળા;
લોક ગુંડવણે ઘેરી લીધો, કેમ હાથ શતરૂને દીધો. ૨
મારા પ્રાણ તો હમણા જાએ, તમે વિચારો મનની માહે;
તમે રજપુત કેરા છો તન, નહિ હિંમત તમારે મન. ૩
તમારા જીવતર ઉપર વેઠ, તમે માનું વગોવ્યું પેટ;
નહી રજપુત કેરા કુમાર, તમારા જીવતરને ધિક્કાર. ૪
મામા મરવું છે એકજવાર, તમને શું કહું વારંવાર;
તમે આવોને મામા મારા, ગુના બખશું સઘળા તમારા. ૫
તમે પાળો મારૂં વચન, હું જાણું તમને તન મન ધન;
તમે કહ્યું માન્યું નવ મહારૂં, હવે આવ્યું મોત તમારૂં. ૬
મારી વાત સુણી નહી કાન, નવ હોય મુરખને સાન;
કવી કહે છે હવે શું થાએ, હવે તેનો કહું મહીમાય. ૭

ઉપલી બીના સાંભળી ચાંદો તથા ટીસો કોઇ ત્યાં ગયા નહી ને વિચાર કરી વાતો કરવા લાગ્યા.

**ટીસો**—અલ્યા ભાઈ ચાંદા! આપણે જવું નહી, કેમકે મંજી આટલી ફોજમાંથી બચવાનો નથી.

**ચાંદો**—ભાઈ જેવી તારી મરજી.

ચાંદો તથા ટીસો બેમાંથી કોઇ ગયું નહી, એટલે મંજીએ તેઓ ઉપર નીસાસો મુકી કાળકાજીની સ્તુતી કરવા માંડી.

**છંદ ભુજંગી.**

દેવી માત મારી તું તો આદ્ય શક્તિ,
માજી હું ભજું છું સદા ભાવ ભક્તિ;
મને દીન જાણી કરો સ્હાય માડી;
જયવિર્ધની રૂપ ધરોની માડી. ૧
સદા પુર્ણ બ્રમાંડે અંબા બીરાજે
કલા સોલનો ચંદ્રમા શીશ છાજે;
ગુંડવણુ લોકનું બળ ઘણું છેજ ભારી,
જયવિર્ધની રૂપ ધરોની માડી. ૨
અનેક દઇત્યને માર્યાં દેવી કાળી,
તારે હાથે ખડગ માતા, કેડે પાળી,
બહુ પાપ જાએ તારા મુખે ન્યાળી,
જયવિર્ધની રૂપ ધરોની માડી. ૩
તેત્રીસ કરોડ દેવતા છે આધિન દેવા,
બ્રહ્મા વિષ્ણું શંકર કરે તારી સેવા;
તારૂં નામ એક રૂપ અનેક ધારી,
જયવિર્ધની રૂપ ધરોની માડી. ૪

ધર્યાં નાસીકાએ બહુ શુદ્ધ મોતી,
રવીચંદ્ર માનેજ તે એક જ્યોતી;
મારાં દુઃખ દારીદ્ર નાંખોની કાઢી,
જયવિર્ધની રૂપ ધરોને માડી. ૫

ભલા શોભીતા અંબાના છંદ ગાજવા,
કરી મેખલું ઘુઘરૂં પાય વાજ્યા;
મંજી કહે છે હું સ્તુતી કરૂં છું તારી,
જયવિર્ધની રૂપ ધરોની માડી. ૬

બાલામંજીની વિનંતી મન આણી,
કાળરૂપ ધારણ કર્યું દીન જાણી;
નરોતમ કહે એવી કાળી દયાળી,
જયવિંર્ધની રૂપ ધર્યુ ભવાની. ૭

કાળીકાજી વિકાળ રૂપ ધારણ કરી કાળભેરવને સાથે લઇ માજીની પાસે આવ્યા, ને તેનાં બખ્તર સવળાં કર્યા, ને મંજીની પીઠ ઠોકી એટલે તેનામાં અતિશય શક્તિ વ્યાપી ગઈ. એક તરફ નવલાખ ગુંડવણ લડાઇપર ચઢેલા છે. લડાઇ શરૂ થઈ. અને રેવંત ઘોડામાં ઘણુંજ બળ વ્યાપી ગયું, ને ઘણીજ ઝડપથી ચકરડી મારે અને મંજી પોતાની તલવારથી હજારો ગુંડવણનાં ઢાચકાં ઉડાવી દે. માતા કાળી પણ હજારો ગુંડવણનો નિકાલ કાઢે, તથા કાળભેરવ પોતાની ડાંગવતી હજારનાં હાડકાં ભાંગી નાખે. શેત્રંજ તથા સુના પણ તેઓને નીચે નાંખી ચીરી નાખે. જ્યાં દેવી કાળી તથા તેનો દુત કાળભેરવ રણમાં ચઢયાં એટલે પુછવું શું ? સઘળા ગુંડવણોને મારી નસંતાન વાળી નાંખ્યું. હવે આખરે કોઇ જીવતું રહ્યું નહીં

ત્યારે સભા લડવા આવી, તેમના પણ પ્રાણ નીકળી ગયા. પછી કાળીકાજી તથા કાળભૈરવ અંતરધ્યાન થઇ ગયાં, ને મંજીકુંવર પોતાના મુકામ પર આવી બેઠા. બારોટ પણ કોતરમાંથી બહાર આવ્યો ને મંજીની સાથે અનેક પ્રકારની વાતો કરતો બેઠો. મંજી-પરમાર લડાઇમાં જીત્યા એટલે મામાઓના જીવ ઘણા ઉદાસ થયા ને મંજીની પાસે આવતાં જીવ ચાલ્યો નહીં ત્યારે તેઓએ નીચે પ્રમાણેનું કાવતરૂં કીધું.

જે સઘળા ગુંડવણ લોક મુવેલા પડેલા હતા તેમાંથી એક ઘણુંજ ખુબસુરત અને મંજીને ઘણોજ મળતો આવે એવા છોકરાનું માથું કપાઇ વેગળું પડેલું હતું તે લઇ ગઢ ચંપા તરફ નાશી ગયા. ગઢ ચંપામાં આવ્યા પછી રાજકચેરીમાં જઇ મહમદશાહ વજીરને જાહેર કીધું કે મંજીકુંવર ગુંડવણ લોકોની લડાઇમાં કપાઇ ગયા ને મહા મહેનતે અમે તેના લશ્કરમાં જઈ એનું માથું લઈ આવ્યા. આ બીના સાંભળી કચેરીમાંના સઘળા રજપુતો, રાઠોડો વગેરે ઘણા જ ઉદાસ થઈ ગયા ને મહમદશાહ તો બેહોશ જેવો બની ગયો. ( દીવાન પોતાનાં મનમાં કહે છે ) અરે ! મેં માણેકદે પરમારને વચન આપ્યું હતું તે પાળ્યા વિના મારો છુટકો નહી. નહીંતો આવાં રૂપવંતા કુંવરને હું કદી ગુંડવણના મુલકમાં જવા દેત નહીં. અરે ખુદા ! તેં આ શું કીધું. ઘઢ ચંપાના કાજ કુળને નિરવંશ કીધું અને ઘઢચંપાનું રાજ ધુળધાણી કરી નાંખ્યું, અરે ઇશ્વર ! આ શો ઘઢચંપાના રાજ ઉપર કોપ ! ! ! અરે ઇશ્વર! હવે હું શું કરૂં. બાપડી જેજેવંતી તો આ વાત સાંભળતાંજ પોતાનો પ્રાણ તજી દેશે અને વળી નવી પરણી આણેલી પદમણી રાણીનું શું થાય ! ! ! રાણી પણ પોતાનો પ્રાણ કાઢશે, ઇશ્વર હવે માહરે શું કરવું, એમ વિચારમાં છે. એટલેઃ—

**ચાંદો ટીલો**—દિવાન સાહેબ, એ મસ્તકકુ કયા કરના હે ?

**દિવાન**—હમેરા મેં આગલસે લે જાઓ તેવાજ તેઓએ તે લઇ જઇ પોતાની બેન જેજેવંતીને બતાવ્યું.

**જેજેવંતી**—ભાઈ! એ કોનું માથુ લાવ્યા ?

**ટીલો**--અરે બેન, ગુંડવણુ લોકોની લડાઈમાં આપણા કુંવરનું માથું કપાઇ ગયું તે અમે મહા મહેનતે લઇ આવ્યા. રાણી આ વાત સાંભળતાંજ મુર્છા ખાઇ નીચે પડી, થોડીવારે શુદ્ધિ આવી. એટલે રૂદન કરવા માંડયું. અરે ભલા ભગવાન મેં પેલે જન્મ કેવાં અઘોર કર્મ કર્યાં હશે તે આ જન્મે ભોગવું છું, અરે શું મારો એકનો એક છોકરો મરી ગયો ! શીવ, શીવ, હવે મારી શી વલે થશે, ને હું કયાં જાઇશ ! ! એમ કહી પોતાના માથાના વાળ તોડી નાંખવા માંડયા, એટલામાં પોતાની કુંવરી રત્નાવળી ત્યાં આવી.

**રત્નાવળી**—અરે માતુશ્રી, આ શું કલ્પાંત કરો છો ?

( રાણીએ કંઇ જવાબ દીધો નહીં અને નીચે પ્રમાણે રૂદન કર્યું. )

### લલિત છંદ.

અરરર, હાયરે, કુંવર માહરા, શિખ લઈ મારી નાઠી ચાલીયાં.
એકના હતા, પ્રાણ માહેરાં, મુખ કયાં દેખીશ, પુત્ર તાહેરાં.
વેર તે વાળ્યાં, કોણ જન્મનાં, લખ્યા લેખ હશે, મુજ કર્મનાં.
પાપ કીધાં હશે, પેલા જન્મનાં, તે નડયાં હમણાં, મારા ભાગ્યનાં.
બંધવ માહેરા, નવ માન્યું કહ્યું, ત્યાં જવાનું તો, મુકરર કર્યું.
સ્વામી મારાનું, દુઃખ મેં સહ્યું, પુત્ર દુઃખ તો નવ, જાએ કહ્યું.
એવી રીતથી, કરે ઘણું રૂદન, કુંવર ગયો હવે, આવ્યું મુજ મરણ.

આવી રીતનો વિલાપ સાંભળી બેન રત્નાવળી કહે છે કે, "માતુશ્રી તમારે મામાનું કહ્યું માની રૂદન કરવું નહીં ને ઉદાસ પણ થવું નહીં."

રાગ ઓખાહરણ.

જેજેવંતી માતા હમારી, કયાં બુદ્ધિ ગઈ છે તમારી,
એ બંધવ માતા તમારા, ઘણા લુચ્ચા આપ હમારા. ૧
એની વાત સાચી નવ માનો, તમે શું કરવા દુઃખ આણો;
દેવી કાળીમાત છે એની સાથ, વચન આપ્યું સતીએ હાથ. ૨
નવ કરશો મન ઉદાસ, એનો નવ કરવો વિશ્વાસ;
માત મામા નહિ એ મારા: પેલા ભવના શત્રુ તમારા. ૩
આવે બારોટ રાજ સભાએ; ત્યાં સાચે સાચું જણાએ,
પુરબાદેશની રાણી સતી, કદી નવ મરશે એનો પતિ. ૪
ચાલો જઈએ ભાભી પાસ, તમે આવોને મારી સાથ;
સાથે લીધી રાજ માતાય, આવ્યા રાણીના મહેલ માંય. ૫
દીઠા સાસુ નણંદ પોતાનાં, આપ્યાં આસન ઝટ બેસવાના;
કવિ કહે છે હવે શું થાએ, તેનો સાંભળજો મહિમાએ. ૬

**જેજેવંતી**—અરે, પદમણી. કુંવરનું માથું મુંડવાણની લડાઈમાં કપાઈ ગયું, એ વાત ખરી હશે કે ખોટી ?

**પદમની**—એ વાત હું કદી માનું નહી, તમને એ વાત કોણે કહી ?

**જેજેવંતી**—તારા મામાજીએ કહી ?

**પદમની**—તમારા ભાઈને મારી પાસે બોલાવો, તેવોજ સિપાઈ જઈ તેઓને તેડી લાવ્યો.

**પદમની**—( પડદામાં રહીને ) મામાજી, આ વાત સાચી છે કે જુઠી, તે સાચે સાચું કહો, કેમકે હમારા જીવ ઉડી ગયા છે.

ચાંદો ટીલો—( પેહ્લું માથું મોં આગળ મુકી ) એ વાત સાચી છે, ને અમે એનું માથું ઘણી મહેનતે લઈ આવ્યા છીએ.

હવે પદમની રાણીએ બીનો દીવો કરી, દેવી કાળીનું ધ્યાન ધર્યું, એટલે તેઓનાં સઘળા કાવતરાંની ખબર પડી ગઇ. પછી પદમનીએ પોતાની નણંદને ઈસારત કરી એટલે તે પોતાની માતુશ્રીને બાઇ બીજા ઓરડામાં ગઇ, ને રાણીએ પોતાની દાસીને બોલાવી.

દાસી—( પદમની પાસે આવી ) બાઇ સાહેબ, જે હુકમ હોય તે ફરમાવો.

પદમની—ગુલાબ તથા રેમુને જાઇને કહે કે તમને ઘોડાના ચાબખા લઇ બોલાવે છે, દાસી તેઓને ઘેર જઈ કહે છે. " અમારાં બાઇ સાહેબ તમને બંનેને ચાબખા લઈને બોલાવે છે."

ગુલાબ—કયા કામ હે ?

દાસી—તે હું નથી જાણતી બાઇ.

રેમુ તથા ગુલાબ—ચાલો, અમ આતે હે. એમ કહી ચાબખા લઇ પદમણી રાણી પાસે ગયા.

ગુલાબ, રેમુ—રાણી સાહેબ, જે હુકમ હોય સો ફરમાવો આપકા સેવક આકર ખડા હેં, રાણીએ પડદાને ઓઠે આવીને તેઓને બધી હકીકત કહી.

રેમુ—સાહેબ આપકા મામાજી કહાં બેઠેલ હે ?

રાણી—પછાઠીના ઓરડામાં બેઠા છે. તમે વહાં જાઓ. ગુલાબ તથા રેમુ જ્યાં ચાંદો તથા ટીલો બેઠા હતા તે ઓરડામાં ગયા, ને સાંકળ બંધ કરી એટલે.

ચાંદો, ટીલો—અબે સાંકળ કયું બંધ કરતા હે ?

ગુલાબ, રેમુ—એક બાત તુમકું છુપી કહેનેકી હે. એમ કહી ચાબકા ઉચાં કરી સડોસડ ખેંચવા માંડયા.

ચાંદા, ટીલાએ ઘણી બુમો પાડી પણ સીપાઈઓએ તેમને મુક્યા નહીં, ને મારી મારીને તેઓની ઠુસ કહાડી નાંખી. જ્યારે તેઓના શરીરમાંથી લોહી નીકળવા માંડ્યું, ને તેઓને બોલવાની શુદ્ધિ રહી નહિ ત્યારે રેમુ રાણી પાસે આવ્યો, ને કહ્યું કે સાહેબ 'તુમેરા મામાજી બે શુદ્ધ હોકર પડેલ હે."

રાણી—અચ્છા જબ ઉનકું જાને દો, ઓર ઉનકુ ગાડીમાં ઘાલકર ઉનકે ઘેર પોહોંચલાવ.

સીપાઈ—અચ્છા સાબ, એમ કહી નીચે લઇ જઇ ગાડીમાં બેસાડી ઘેર પોહોંચતા કર્યા.

ચાંદા તથા ટીલાએ ખુબ માર ખાઇ બુમો પાડી હતી, તે સાંભળી રાજમાતા તથા તેની નણંદ રત્નાવળી પદમની પાસે આવ્યા.

રત્નાવળી—અરે ભાભી આ શું કીધું ?

પદમની—સાંભળો નણંદ, તમારા વીરાનું માથુ કદાપી કાળે ઉડવાનું નથી, તેમ ઉડેલું પણ નથી, તમારા મામાએ મારા સ્વામીને અતીશય દુ:ખ દીધું છે, એ આપના પ્રતાપથી તથા હું જેવી દાસીના શુકન લઇ ગયા છે, તેથી નવલાખ નવાણું હજાર ગુંડવણને મારી નિરાંતે બેઠેલા છે: તમારા મમા લડાઇમાં કપાઇ ગયેલા કોઇ ગુંડવણ છોકરાનું માથું લઈ આવ્યા ને આપણા બધાંનો જીવ ઉદાસ કરાવ્યો; વળી જે વખતે મારા સ્વામી પરણવાને પુરબાદેશ આવ્યા હતા ત્યારે પણ મારા પીતાને અવળું સવળું સમજાવી લગ્ન કરાવવાનું બંધ રખાવ્યું હતું, પણ મારા સ્વામીનું પરાક્રમ જોઇ મારા પીતાએ પછી પરણાવી. એવાં ઘણાં નીચ કર્મો મામાજીએ કરેલાં છે. તેથી જે સજા મેં એમને કરી છે તે બ્યાજબી છે, માટે તમારે કશી વાતની ફીકર ચિંતા કરવી નહીં. હવે થોડા દિવસમાં મારા સ્વામીનાથ ઘેર પધારશે. પદમની રાણીની

આ બધી વાત સાંભળી જેજેવંતી તથા રત્નાવળી પદમનીને પગે લાગવા મંડયાં.

**પદમની**—અરે સાસુજી, હું તમારા પુત્રની દાસી છું તેથી તમે મને પગે લાગવા જોગ નથી. હું તમને પગે લાગવા જોગ છું એમ કહી ઉઠીને પોતાની સાસુ નણુંદને પગે લાગી, એટલે રાજ-માતાએ તેને આશીર્વાદ દીધો ને સઘળો શોક મટી જઇ સર્વને મન હરખ ઉત્પન્ન થયો. થોડીવાર રાજમાતા તથા રત્નાવળી પદમની રાણી પાસે બેઠા, ને પછી તેઓ પોતાને મોહોલે ગયાં.

હવે મંજીપરમારે નવલાખ ને નવાણું હજાર ગુંડવણને મારી નાંખ્યા, તે વખતે લડાઇમાં ગુંડવણ લોકોનો ભાણેજ “ ભુર્યો ” કરી હતો તે ત્યાં હાજર નહોતો, કેમકે એ વખતે રત્ના નગરમાં બસે ગુંડવણુને લગ્નને પરણવા ગયો હતો. તે એવો બળીયો હતો કે ૩૦૦ મણની કમાન તથા દોઢસો મણનો ભલકો ઉંચકી શકતો હતો. વળી એ શંકરનો ઉપાસીક હતો; તેથી કોઇનો ગાંજ્યો ન જાય એવો ગણાતો હતો. તે પરણી ઉઠયો એટલે તેને ઘણો હરખ થયો. અને પોતાના સસરાએ આપેલો એક સુંદર મેહેલ હતો, ત્યાં અનેક પ્રકારના નાચ તથા ગાયન કરાવી અતી આનંદમાં રહેવા લાગ્યો, એવા આનંદમાં બે ત્રણ દીવસ વિત્યા એટલે મંજીપરમારે બધા ગુંડવણ મારી ગુંડવણ શહેરનું સત્યાનાશ વાળી નાંખ્યું, એવી ખબર પડી. એ ખબર પડતાંજ ભુર્યા ભાણેજના તો હોંશ ઉડી ગયા, ને મુર્છા ખાઇ પૃથ્વીપર પડયો, થોડીવારે તેની રાણી કંકુએ તેની આસનાવાસના કરી શુદ્ધિમાં આણ્યો.

**કંકુરાણી**—હે સ્વામીનાથ, તમને એટલામાં શું થયું કે મુર્છા ખાઇ પૃથ્વીપર પડયા, તે તમે મને કહો.

ભુયો—હે સ્ત્રી, તારે આવવું હોય તો તારા બાપ પાસે તૈયારી કરાવ, ને રહેવું હોય તો રહે, હું કાલે જાઉં છું.

કંકુરાણી—હે સ્વામીનાથ, તમે જાઓ ત્યારે હું કોણને સારૂ રહું, પણ આમ તમે ઉતાવળ કરો છો તેનું કારણ મને કહો.

ભુયો—તું જઇ તૈયારી કરાવ, પછી હું તને રસ્તે કહીશ. કંકુરાણી સમજુ તથા સતીનો અવતાર હતી તેથી પોતાના સ્વામીને કાંઇ પણ વધારે પુછ્યું નહીં, ને પોતના બાપ પાસે આવી સઘળું વૃતાંત કહ્યું. રત્નનગરનો રાજા માનસીંગ ઘણો સમજુ તથા મોટા પ્રરાક્રમી હતો, તેણે આવીને પોતાના જમાઇને ઘણું સમજાવ્યો તથા એમ ઉતાવળ કરવાનું કારણ પુછ્યું. એ શરવંતા ભુયાએ રહેવાને માન્યું નહીં તથા તેનું કારણ પણ કહ્યું નહીં. કહેવત છે કે વિનાશ કાળે વિપરીત બુદ્ધિ. આખરે માનસીંગ રાજાએ પોતાની કુંવરીને વિદાય કરવાની તૈયારી કરવા માંડી, ને સઘળી તૈયારી કરતાં સાંજ પડી એટલે સઉ પોતપોતાને ઠેકાણે ગયાં.

બીજે દિવસે પ્રાતઃકાળમાં ભુયાભાઇ તો ઉઠયા, ને નાહી ધોઇ ભોજન કરી તૈયાર થયા. માનસીંગ રાજાએ પોતાના જમાઇને ઘણું જ લશ્કર તથા શણગાર તથા વસ્ત્ર આપ્યાં, અને તેજ પ્રમાણે પોતાની કુંવરીને પણ આપી વિદાય કર્યાં. હવે ભુયાભાઇ તો રસ્તે પડયા, ને પોતાની પાસે બન્ને ગુંડવણ હતાં તેની સાથે કંકુને કેવી રીતે મારવો તેનો મનસુબો કરવા લાગ્યો, ને રથ ઝડપથી હંકારવાનો હુકમ કર્યો.

કંકુરાણી—હે પ્રાણનાથ ! આ તમે શું મનસુબો કરો છો તથા આટલી બધી ઉતાવળ શી છે ? તે મને હવે કહો.

ભુયો—હે પ્યારી, હું તને કહું છું, તે તું એક ચિત્તે સાંભળ.

## દોહરા

સાભળ રાણી સુલક્ષણી, હું કહું તુજને પેર;
જુદ્ધ કરવું છે મ્હારે, લીધું મંજીએ વેર. ૧
ગુંડવણ માર્યા અતિ ઘણા, નવ વિચાર્યું મન;
મંજી મારૂં પલકમાં, હું બોલું સત્ય વચન. ૨
માટે ઝડપ જાવા થકી, હંકાવું રથ હાંય;
મારૂ મન ઉલ્હાસમાં, જુદ્ધ કરવું છે ત્યાંય. ૩
જ્યારે મંજીને મારશું, જુગમા થાશે મુજ નામ;
કવિજન કહે છે એટલું, આવ્યો પોતાને ધામ. ૪

જુગેી બાલેજ તથા કંકુરાણી પોતાના બાપનું આપેલું લશ્કર તથા જુરીયાની પાસે બસેં ગુંડવણ હતા તેમને લઇ પોતાના મુકામ આગળ આવી પહોંચ્યા, ને જોયું તો "જુત જુસકા મારે અને હરમાનજી હડીઓ કાઢે" એવું મંજીએ કરી મુકેલું હતું. એ પ્રમાણે ગુંડવણ દેશની હાલત જોઇ જુગીએ મંજીપરમાર છે કે ગયો, તેની તપાસ કરાવી તો માલુમ પડયું કે મંજી ગયો નથી. મંજીપરમાર ગુંડવણ લોકની કન્યા સુરા તથા સામલ સાથે પરણાવતા હતા તેથી ત્યાં રહ્યા હતા. કેમકે સુરા તથા સામલે એને જબરજસ્તીથી રાખેલા હતા. જુરીયાને જેવી ખબર મળી કે મંજી હજુ ગયો નથી, એટલે તુરત તેણે લડાઇનો પોશાક પહેર્યો અને લડાઈના હથીયાર ભાલો બરછી, કટાર અને ૩૦૦ માણુસનો ભલકો વગેરે હથીયાર બાંધી તૈયાર થઈ પોતાના ગુંડવણ તથા પોતાના સસરાનું આપેલું લશ્કર હતું તેને લડાઇપર જવાને તૈયાર થવાનો હુકમ કર્યો, અને પોતે પોતાની રાણી પાસે ગયો.

કુંકુરાણી—અરે સ્વામીનાથ, તમે લડાઇનો પોશાક પહેરી ક્યાં જાઓ છો ?

જુધો—હે પ્યારી, હું તને કહી બતાવું છું, તે તું સાંભળ:—

## ભુજંગી છંદ.

કહું વારતા સાંભળો રાણી મારી,
રાજા માનસીંગની સતિ ઓ કુમારી;
મારી રણ વિશે ન થાએ ખરાબી,
આપો સુકન સારા સતી સુખકારી. ૧
કદી મરણ થાય નહીં મારૂં ત્યાંયે,
એવા સુકન આપો રાણી હાંએ,
મારૂં બળ અતિશય તું દિલ જાણી,
આપો સુકન સારા સતી સુખકારી. ૨
મારૂ મંજીને જુદ્ધમાં કામ કાઢું,
ઘણા પ્રેમથી હું એનું માથું વાઢું;
લઉ મામાનું વેર હું પ્રેમ આણી,
આપો સુકન સારા સતી સુખકારી. ૩
કાપી માથું હું આવું ઝટ તારી પાસ,
તમે રાણી કદી ન થાશો નિરાશ;
તમે આપો આશિષ ઉમંગ આણી,
આપો શુકન સારા સતી સુખકારી. ૪
બધા કુળનો હું ભાણેજ કહેવાઉં,
નવ મેલું માર્યા વિના પાછળ ધાઉં;
હું ક્ષત્રીનો પુત્ર સતી માત મારી,

આપો શુકન સારા સતી સુખકારી. ૫
કદી મેલું હું ન વેર વાળુ,
મને શોક કહેશે એનું મોઢું કાળું;
ઘણા રાજાઓએ મારી કીર્તિ જાણી,
આપો સુકન સારા સતી સુખકારી. ૬
કદી નવ જાઉં ત્યારે તો મને દુઃખ થાયે,
જ્યારે જાઉં ત્યારે મને સુખ થાયે,
મારૂં મન થાય ઘણુંરે ઉદાસી,
આપો શુકન સારા સતી સુખકારી. ૭
ગરાસણીનો શો ધર્મ તે મન જાણો;
સ્વામી જુધ્ધે ચઢે ત્યારે ખુશી આણો;
એવું સાંભળી મુખ બોલી વાણી,
સ્વામી સાંભળો હું કહું પાય નામી. ૮
તમે શ્રેષ્ટ વાહાલા મુજને સ્વામી મારા,
કેમ હું કહું રાજ તમને નહારા;
મારી વિનંતી સાંભળો મન આણી,
સ્વામી સાંભળો હું કહું પાય નામી. ૯
બાલામંજીને મારવા દીલ આણો,
ઘણા બળવંતા તમ એને જાણો;
તમારો માર્યો ન જાએ મરાય,
સ્વામી સાંભળો હું કહું પાયનામી. ૧૦
નથી જુદ્ધ કરવું સુણો મારા નાથ,
છે કાળભેરવ જેવા મંજી સાથ;
જાઓ રણમાં ન આવો ફત્તેહ પામી,
સ્વામી સાંભળો હું કહું પાય નામી. ૧૧

સતી હું છું જેમ તમ ઘેર નાર,
તેવી મંજીને ત્યાં સતી છે કુમાર;
પુરબા દેશની પદ્મની રાજ પામી,
સ્વામી સાંભળો હું કહું પાય નામી. ૧૨
આપ્યા પદ્મનીએજ શુકન સારા,
કદી ન વિઘન થાય એને નઠારા;
બાલામંજીને દેવનો દેવ જાણી,
સ્વામી સાંભળો હું કહું પાય નામી. ૧૩
વળી કુળદેવી એની માત કાળી,
ગદા હાથ ત્રિશુળ સમશેરવાળી;
માતા કાળી રક્ષણ કરે પુત્ર જાણી,
સ્વામી સાંભળો હું કહું પાય નામી. ૧૪
સાક્ષાત્ આને કાળી જુદ્ધ કરવા,
તમે શીદ જાઓ વીના મોતે મરવા;
જાશો તો તમારૂં લેશે શીશ વાઢી,
સ્વામી સાંભળો હું કહું પાય નામી. ૧૫
શેત્રંજ સુના બે શ્વાન છે એની પાસ,
બહુ ધુધવે શતરૂની ચારે પાસ,
મોટા જોદ્ધાના પ્રાણ લે તુરત કાઢી,
સ્વામી સાંભળો હું કહું પાય નમી. ૧૬
મારી છેલી શીખામણ નાથ માનો,
મને દાસના દાસની દાસી જાણો,
મારૂં કહ્યું માનો તમે ચિત્ત ધારી,
સ્વામી સાંભળો હું કહું પાય નામી. ૧૭

હકીકત સુણી રાજા બોલ્યો વાણી,
તમે સાંભળો એ સતી સુખકારી;
કવિ કહે સાંભળો વિનંતી મારી,
હવે રીસ આણી જુયો બોલ્યો વાણી. ૧૮

**જુયો**—હે સ્ત્રી! તું એમ ધારતી હોઇશ કે મંજી મને મારી નાંખશે પણ તું એ વાતની કશી ફીકર રાખતી નહી. કોઈ દીવસ પણ હું મંજીનો ગાંજયો જવાનો નથી. માટે તારે ચિંતા તજવી વળી કાળકાજી જુદ્ધ કરવા આવે, એવી વાત મેં આટલા દીવસ થયાં તો સાંભળી નથી.

**કંકુરાણી**—તમે મારૂં કહ્યું માનતા નથી, પણ તમે કદી ફતેહ પામી આવવાના નથી એ હું નક્કી જાણું છું.

**જુયો**—હે સ્ત્રી તું સાંભળ.

**દોહરા.**

સાંભળ મારી પ્રેમદા, હું કહું તુજને વાત,
માહાદેવ જેવા દેવ છે, વારે ચઢે સાક્ષાત્. ૧
શીવથી શક્તિ ચઢે નહી, સાંભળ રાણી તું;
માર્યા વિના નહીં મુકશું, સત્ય વચન કહું હું. ૨
રજપુત કેરો હું બેટડો, પાછી પાની જો થાએ,
પીતા મારો લાજી મરે, વળી લાજે મુજ માતાએ. ૩
મંજી કુંવર કોણ માત્રમાં, મારૂ પ્રાક્રમ ભરપુર;
વળતી રાણી ઓચરી, સાંભળો સ્વામી શુર. ૪
બોલો વાણી મીથ્યા તમો. મરવા શીદ તમો જાઓ;
નથી સુખ મુજ કર્મમાં, તમે ખુશી કેમ થાઓ. ૫
રંડાપો મુજ કર્મમાં, આવ્યું મોત મુજ પાસ;
જઇ પુછો મહાદેવને, નવ બોલો તમ સાથ. ૬

મીઢળ હાથ છુટયાં નથી, નથી ભોગવ્યું સુખ;
સાચે સાચુ કહું સદા, અતિશય મુજ દુઃખ. ૭
નવ માન્યું રાણી તણું, થયો ઘોડે અસ્વાર;
તતક્ષણ ત્યાંથી પરવર્યો, આવ્યો કોટની બહાર. ૮
ગુંડવણ બધા લેઈ કરી, બેઠા જ્યાં મંજી રાય;
કવિ કહે જલ્દી થકી આવી પહોંચ્યો ત્યાંય. ૯

આવી રીતે ભુર્યો જુદ્ધ કરવા આવ્યો તે જોઇ મંજીપરમાર ( [redacted]માં ) બોલ્યા, આ વળી ભુત થઇ લડવા આવ્યો કે શું.

મંજી—અબ્યા તમે કોણ છો ?

ભુર્યો—મારૂં નામ ભુર્યો, હું ગુંડવણ લોકોનો ભાણેજ છઉં તેથી હું તેનું વેર લેવા આવ્યો છું, માટે લડાઇ કરવા તૈયાર થાઓ.

મંજી—અરે બંધવ, હું તારી જોડે લડવાને ખુશી નથી. કેમકે તું પરણીને હમણાંજ આવ્યો છે. તેં બીલકુલ સુખ ભોગવ્યું નથી, વળી તારે હાથેથી મીંઢળ તો છુટ્યું નથી, ને હું તારી સાથે લડું ને તારો પ્રાણ જાય, તો મને સ્ત્રી હત્યા લાગે. ( તારી સ્ત્રી સતી થાય ) માટે તમે કસુંબા પાણી કરી સલાહ સંતોષથી પાછા પધારો તો ઘણું સારૂં થાય.

ભુર્યો—( મંજીની નરમાશની વાત સાંભળી ) તું તારે ગમે તેટલાં બાહનાં કાઢયા કર, પણ હું તને મુકવાનો નથી, તને મારી નાંખી તારૂં ડોકું કાપી લઇ જઈ મારા તાડીઆ કોટના દરવાજા વચ્ચે બાંધીશ ત્યારે મારો જીવ નીરાંતે બેશશે. વળી એ વાતનો મેં નીમ લીધો છે, માટે ઝટપણ લડવા તઇયાર થાઓ. નહીં તો હમણાં માર્યા વિના મુકવાનો નથી.

મંજી—કદી તમે નીમ લીધો હોય તો તે પાળવાનો ઉપાય

હું તમને બતાવું, મારા માથાનું નવ ગ્રહી મેળવ્યું છે તે લઇ જાઇ તમારા દરવાજા વચે બાંધો. નહીં તો જુધમાં નફો કાડવાનો નથી, અને તમોએ તમારી સ્ત્રીનું કહ્યું માન્યું નથી. તેથી નફો થવાનો નથી, તેથી એ વાત (લડાઈની ) જવા દો.

ભુચો—તું તારે ગમે તેટલી માથાફોડ કર; પણ એમાંનું કાંઇ વળવાનું નથી વળી જો તું માણેકદે પરમારનો ખરો પુત્ર હોય તો ઝટ જુદ્ધ પર ચડ; આથી મંજી પરમાર ઘણોજ ગુસ્સે થઇને બોલ્યો તું એવો બળવંતો છે ને આટલો બધો અહંકાર રાખી બદભાષણ બોલે છે તો ફીકર નહીં, ચલ જુદ્ધ ઉપર ચડ.

એમ કહી મંજીએ કાળીઆ રેવંતને શણગારાવી પોતે ઘોડેસ્વાર થઈ શેત્રંજ તથા સુનાને સાથે લઇ ખરા મેદાનમાં પડયો ને લડાઇનો આરંભ કીધો. આ વખત કાળકાજી નહીં હતાં, પણ ફક્ત કાળભેરવ મંજીની સાથે હતો તેણે પોતાની ગદા ફેંકી ઘણા ગુંડવણાનો નાશ કીધો, બાકીનાને મંજીએ પોતાની તરવાર વતી કાપી નાખ્યા ને થોડાકને કુતરાઓએ ફાડી નાંખ્યા ત્યાર પછી,—

મંજી—અલ્યા ભાઈ, આ બધા તારા ગુંડવણનો તો નાશ થયો. હવે તારે પાછા જવું છે કે નહીં ?

ભુચો—પાછો કેમ જાય ? " કયાં તો મરૂં કે કયાં તો મારૂં, પણ જુદ્ધ કર્યાં વિના રહેવાનો નહીં."

મંજી—ઘણું સારૂં, એમ નહી તે બંને જણે ઘોડા એક ચકરમાં દોડાવવા માંડયા, કંકુરાણી પોતે ઉંચા મોહોલમાંથી જોઇ વિચાર કરે છે કે કાંઇ લડાઇની રીત આવડતી નથી, ને હમણાં મરવાનો છે તેથી નીચે પ્રમાણે બોલે છે.

## દોહરા પ્રમાણે.

સ્વામી ઘોડા ખેલાવતાં, નાચે હરાયાં ઢોર;
મંજી ઘોડા ખેલાવતાં, નાચે બપઇયા મોર. ૧
મારૂં કહ્યું માન્યું નહીં ચડયા રણની માંહે;
મુઆ ગુંડવણ અતી ઘણા, હવે નથી કોઇ ત્યાંહે ૨
મંજીએ ઘણું વિનવ્યા ખબર પડી આ ઠાર;
રાણી ધન્ય મુખથી કહે; મંજી રાજ કુમાર; ૩
સ્વામી મારો નવ ચેત્યો, મુરખનો સરદાર;
મુઆ જોદ્ધા અતી ઘણા, ગણતાં ન આવે પાંર. ૪
મંજી શીશ એનું છેદશે, મેં જાણ્યું આ ઠાર;
રજપુત કેરી હું બેટડી, સતી તણો અવતાર. ૫
સણગાર પોતે ઉતાર્યા, કહાડી નાખ્યા બહાર,
હમણાં નાથ મારશે; સંશય નહીરે લગાર. ૬
ગુંથણ શીશનાં છોડીયાં, છુટા મુકિયા કેશ;
રૂમ ઝુમ કરતાં ચાલીઆં, બદલી કરીને વેશ. ૭
કંકુરાણી સુલક્ષણી, દેવી તણો અવતાર;
કહે કવી સત માનજો, સતી થવાની નાર. ૮

મંજીપરમાર તથા ભુર્યો બંને જણે યુદ્ધ કરવા માંડયું મંજી-પરમાર મહા પ્રાક્રમી છે. તથા ભુર્યો પણ મહા પ્રાક્રમી છે. ભુર્યો; એ કમાન ઉપર ભાલો ચડાવી મંજી ઉપર ફેંકયો ને જેવો તે મંજીના મસ્તક આગળ આવ્યો તેવોજ રેવંત છમ દઇને કુદ્યો, ને ઉપર આસમાન ઉડયો, ને ભાલાનો ઘા ચુકાવી દીધો. પછી મંજી-એ રેવંતને જમણા પગની ઠેસ મારી તેવોજ રેવંત સરરર કરતો તારાની માફક નીચે ઉતર્યો, ને મંજીએ ભુર્યાનો ચોટલો ઝાલી

પોતાની તરવાર વતી ઝટ માથું કાપી લીધું, ને પછી તે માથું લેઈ પોતાને મુકામે આવીને બેઠો.

**ચતુરીઓ બારોટ**—સાહેબ હવે કોઇની ચીંતા રહી નહીં.

**મંજી**—હા હવે કોઇની ચિંતા રહી નહીં; એમ વાત કરે છે એટલામાં બારોટની નજર ગુંડવણ દરવાજા તરફ ગઇ તો એક મસ્તાન સ્વરૂપ તેની નજરે પડ્યું.

**બારોટ**—સાહેબ પેલું કોણ લડવા આવે છે.

**મંજી**—એ કોઇ સ્ત્રી છે.

**બારોટ**—પણ મહારાજ જો સ્ત્રી હોય તો આપણી સામે છુટા કેશ તથા હાથમાં ખડગ લઇ કેમ આવે?

**મંજી**—એ જયારે અહિંયાં આવે ત્યારે જણાય, પણ ઘણું કરીને ભુર્યાની સ્ત્રી હશે, કેમકે એના હાથમા કાકણ દોરા છુટ્યા નથી એ પોતાના ધણીનું મસ્તક લેવા આવતી હશે.

**બારોટ**—હા, સરકાર એમજ હશે, સાહેબની ચતુરાઇ વિષે હુ કંઈજ બોલી શકતો નથી. એમ બંને જણા વાતો કરે છે એટલામાં કંકુરાણી ત્યાં આવી લાજ કાઢી મંજીપરમારની સામે ઉભી રહી.

**કંકુરાણી**—હે મહારાજ, મારા સ્વામીનું મસ્તક આપો.

**મંજી**—હે રાણી, મારૂ કામ કરો તો હું તમને આપું.

**કંકુરાણી**—જે હુકમ હોય તે ફરમાવોજી.

**મંજી**—મેં તમારા સ્વામીનું મસ્તક આપ્યું તેથી મને તમારી સ્ત્રી હત્યા બેઠી તેથી જો મને તમે કંઈ પણ સ્ત્રી શ્રાપ દો તો હું આપું નહીં તો આપનાર નહીં.

**કંકુરાણી**—અરે બંધવ; તને જો હું શ્રાપ દેઊં તો મારી જીભ ખેંચાઇ જાય.

**મંજી** ત્યારે હું કદી મસ્તક આપવાનો નથી.

**કંકુરાણી**—જ્યારે તમે મને મસ્તક ન આપો ત્યારે મારાથી બળી કેમ મરાય? ને એ થાય કેમ?

**મંજી**—અરે સ્ત્રી તેં બીલકુલ સુખ ભોગવ્યું નથી, ને મારે માથે સ્ત્રી હત્યા બેઠી તે તું જો શ્રાપ ન દે તો હું કયે જન્મે એ પાપમાંથી છુટું? મેં મારોભાઈ જાણી ઘણો સમજાવ્યો પણ ઉલટું મને મેણું મારી જુદ્ધ ઉપર ચઢયો ત્યારે મારો કાંઇ પલ ઇલાજ રહ્યો નહીં.

**કંકુરાણી**—હે બંધવ. મને બધી વાતની ખબર પડી છે, મે પણ એને ઘણું સમજાવ્યો પણ માન્યું નહીં. એના કર્મમાં મોત લખ્યું હશે તે કાંઇ મિથ્યા થાય? કદી થાય નહીં. એ કામમાં તારો બીલકુલ વાંક નથી, પણ જેવી દાસીના ઉપર મેહેર કરી તારા સ્વામીનું મસ્તક મને આપો તો મારૂં અખંડ કલ્યાણ થાય ને હું ચિતા ખડકીને આવી છું તે મને વાર થાય છે. ને મારૂં સત્ય છેક ચઢી ગયું છે.

**મંજી**—બેન સાંભળો, હું તમને કહું છું તે.

**દોહરા.**

વળતી મંજી બોલીઆ, સાંભળ બેની તું;
સતી શ્રાપ જો દો મુને, મસ્તક આપુ હું. ૧
નહી તો હું આપું નહી, હત્યા નવ છુટાય;
શ્રાપ દે તો હત્યા છુટું, શીશ આપું કર માંહે. ૨
કંકુરાણી બોલીયા, કેમ બોલું મુજ મુખ;

દેઉ શ્રાપ હું કદી પદમનીને થાય દુ:ખ. ૩
જેવી સતી નાર હું છું, તેવી તમઘેર નાર;
જો બોલું હું મુખથી, ધિક ધિક મુજ અવતાર. ૪
માટે વીરા સાંભળો, હઠ નવ કરશો અઠવાર;
જેજેવંતી જેવી માવડી, ધરે શોક અપાર. ૫
કુંવર કહે રાણી સુણો, તમો છો ચતુર સુજાણ;
લખ્યા લેખ તો નહીં મટે, કરતા શ્રી ભગવાન. ૬
શ્રી હત્યા અમ છુટશું, વિચાર કરો મન માંહે;
થનાર હશે તે થઇ રે'શે, લખ્યા નવ ભુલાય. ૭
માતાજીનું વરદાન છે, બોલ્યાંતાં એક દીશ:
તે દિવસ આવી ચઢયો, છેદાશે મુજ શીશ. ૮
ત્યારે કંકુ બોલીયાં; શ્રાપ દેઉ આ ઠાર;
દેવ તણો તું દેવ છે, ધન ધન રાજકુમાર. ૯
સ્વામી મરાયો માહરો, તમને મારશે ચંદરાય;
પડશો રણમાં જઇ કરી, થશે દેવી તમ સહાય. ૧૦
કાળી માત ઉઠાડશે, પ્રગટ થશે મન રીસ;
રણમાં જુદ્ધ કરશો તમો, છેદશો તેનું શીશ. ૧૧
મંજીએ મસ્તક આપ્યું, સતી થઇ તે નાર;
કવિ કહે સૌ સાંભળો, બીજે કહુ વિસ્તાર. ૧૨

હવે કંકુરાણી પોતાના ધણીનું મસ્તક લઇ બળી મુઇ. મંજીને ખેદ થવા લાગ્યો પણ તે શું !!! ગુંડવણ લોકોનાં મુડદાં પડી રહેલાં હતાં ત્યાં ઉજડ સુનકાર જેવું થઈ રહ્યું હતું. હવે બીજે દિવસે તૈયારી કરી મંજી પરમારે નીકળવાનો વિચાર કીધો.

હવે સુરા તથા સામળ ગુંડવણ લોકો પુત્રી બંને બેનો વિચાર કરે છે કે હવે આપણે મંજી પરમાર પાસે કોણને મોકલવો.

સુરાની ઉમર ૧૪ વર્ષની હતી, ને સામળની ૧૩ વર્ષની હતી અને તેઓની ખુબસુરતીમાં પણ કંઇ ખામી નહોતી.

**સુરા**—(વિચાર કરી) આપણે મસુરીઆ બાંયજાને મોકલીએ

**સામલ**—હા એમ કરો, તેવીજ દાસીને મોકલી પ્રસુરીઆને તેડાવી મંગાવ્યો, ને મંજીના ઉપર કાગળ લખી મસુરીઆના હાથમાં આપ્યો ને કહ્યું કે આ કાગળ લઇ તું મંજી પરમારને આપી આવ.

**મસુરીઓ**—હૂં કાંઇ તમારા બાપનો નોકર નથી કે કાગળ આપવા જાઉં.

**સુરા**--અલ્યા તું નોકર નહીં કે ?

**મસુરીઓ**--હતા ત્યારે હતા, હવે કાંઇ હું તમારો નોકર છું ?

**સુરા**—તને એક મોઘા મુલની કંઠી આપી શું.

**મસુરીઓ**—કંઠી નાંખ તારી કુવામાં, મારે કંઠી શું કરવી છે ?

**સામલ**—ત્યારે તારે શું કરવું છે ?

**મસુરીઓ**--( કોઇ દરબારમાં નહી હોવાથી ) તમે બે બેન માંથી મને જો એક પરણો તો હું તમારો કાગળ આપી આવું.

**સુરા**—ઓહો એમાં તે શું, મારી નાની બેન સાથે તને પરણાવીશ ને હું મંજીની સાથે પરણીશ.

**મસુરીઓ**--( મનમાં ફુલાઇને ) ત્યારે ઠીક, લાવો કાગળ, આપણે જવા તૈયાર છીએ.

ચસકીની જાતને ચડાવ્યો એટલે કાગળ લઇ પોતાને ઘેર ગયો. સુરા તથા સામલને ક્રોધ તો ઘણો ચડયો પણ તે ઘડીએ શું કરે !! તેઓએ કાગળમાં એ વાત અડાવી દીધી હતી કે મંજી પરમાર એની ટીકા કરે. હવે મસુરીઆએ ઘેર જઇ પોતાનો પોશાક પેહર્યો,

તેમાં માથે કસુંબા પાઘડી તથા ફાટો તુટો જામો અડાવી દીધો, કાનમાં છેલકડી પહેરી દીધી, પગમાં ચુંચું બોલતો જોડો પણ નાખી લીધો. તે અધુરામાં પુરી કાનમાં નરેણી ખોશી અને હાથમાં સુરા તથા સામલનો કાગળ લઇ ડોલતા ડોલતા મંજી પરમાર પાસે ગયા, ત્યાં શેત્રંજ તથા સુરાને જોઇ પહેલાં તો ધ્રુજાવા લાગ્યો પણ એટલામાં બારોટ જઇ હાથ પકડી તેડી લાવ્યો.

**મંજીપરમાર**—અલ્યા કેમ આવ્યો ?

**મસુરીઓ**—સાહેબ સુરા તથા સામલે આપને પત્ર આપવા મોકલ્યો છે તે લો, તેવોજ મંજીએ પત્ર લઇ વાંચવા માંડયા,

શ્રી

મારા પરમ પ્રિય દીલજાન પાણી ગ્રહણ કરનાર મંજી પરમાર માણેકદે પરમારની સેવામાં સુરા તથા સામલના ઘણા હેતની સાથે આશીરવાદ વાંચવા, બીજું આપને વિનંતી પુર્વક લખી અરજ ગુજારીએ છીએ તે કબુલ કરશો એવી આપની દાસીઓ આશા રાખે છે. પ્રથમ હમોએ તમારી સાથે લગ્ન કરવાને વાસ્તે વિચાર કરી આપને રાખેલા હતા, પણ ભુર્યો ભાણેજ પરણી આવ્યા પછી તરતજ જુદ્ધનો આરંભ રચાયો. તેથી આપણા કામની વચે જે કાસળ હતું તેનો નિકાલ થઇ ગયો, ને હવે બીલકુલ ફીકર ચિંતા રહી નહીં, માટે આ પત્ર વાંચી તુરતા તુરત દાસીની સંભાળ લેવા પધારવું લગ્ન કર્યો પછી તુર્ત આપણે ગઢચંપા ભણી સીધાવીશું, આ મસુરીઓ ગાંયજો પત્ર લઇને આવતો નહતો તેને મહા મોટી પરણવાની લાલચ આપીને મોકલ્યો છે, તેથી આપ જરા ચઢાવી કામ કરશો તો એ વાંકી જાત ફુલાઇ ખુશ થશે, ને જોવાની રમુજ પડશે મહેરબાની કરી હાલ તમારે એને બીલકુલ શીક્ષા કરવી નહીં

અમો બંને બેનોએ એનો ઘાટ ગોઠવી રાખેલો છે; તે મરજી મુજબ કરીશું. તે આપને રોજ લખી જણાવીએ છીએ. એજ વિનંતિ.

તા૦ માસ વરસ

લી૦ આપની તાબેદાર દાસી.

**શુરા તથા સામળના**

પ્રણામ વાંચશો

**મંજીપરમાર**—( પત્ર વાંચી રહ્યા પછી ) અલ્યા તારે તો સામળી જોડે પરણવાનું કે કેમ ?

**મસુરીઓ**—નારે સાહેબ, બાએ તો મજાક કરવા કહ્યું હતું.

**મંજીપરમાર**—ત્યારે કાગળ કેમ નહોતો લાવતો ?

**મસુરીએ**—સાહેબ મને લખીને આપે ત્યારે લાવું કેની !

**મંજીપરમાર**—અલ્યા ફીકર નહી રાખતો સામળ તેને પરણશે.

**મસુરીઓ**—સાહેબની જેવી મરજી.

**મંજીપરમાર**—તું જ્યારે સામળ સાથે પરણીશ ત્યારે તારી બૈરી જોડે કેમ બનશે.

**મસુરીઓ**—સાહેબ હું ઘેર જઇ મારીને કાઢળ કાઢી નાંખીશ.

**મંજીપરમાર**—ત્યારે કાંઈ અડચણ પડવાની નથી.

**મસુરીઓ**—સાહેબ એ વિષેનો વિચાર મારા મનમાં સારી પેઠે છે.

**મંજીપરમાર**—ત્યારે ઘણું સારૂં.

મંજી પરમારે મસુરીઆ ગાંયઝાને સારી પેઠે બોલાવ્યો તેથી તે ઘણો હરખાવા લાગ્યો ને કુંવરની રજા લઇ તુરતાતુરત પોતાને ઘેર ગયો પછી મંજીપરમારે શુરા તથા સામળના ઉપર પત્ર લખી

બારોટને આપ્યો અને બારોટ તે પત્ર આપવા શુરા તથા સામળને મહોલે ગયો.

**શુરા**—હે બારોટ ક્યાંથી આવ્યા ?

**બારોટ**—(કાગળ બતાવીને) મંજીપરમારે આ પત્ર મોકલ્યો છે.

**શુરા**—લાવો, તે કાગળ લઇ બંને બેનો વાંચે છે.

**શ્રી.**

પ્રાણ પ્રિયા શુરા તથા સામગીની રાજસભા.

તમારા તરફનો ખુશી ભરેલો પત્ર વાંચી હું મન વિશે ઘણો આનંદીત થયો છું. હું કાલ રોજ તમારા તરફ આવવાનો છું માટે તમારે જે કહેવું હોય તે મારી રૂબરૂમાં કહેજો આ મારા ચતુરીઆ બારોટને તમારી તરફ મોકલ્યો છે તેને હર કાંઇ કામ હોય તે કહેવું. એજ વિનંતી તા. માસ વરસ.

**લી૦ મંજીપરમાર, માણેકદે પરમાર.**

શકિત સેવામાં પ્રણામ કરનાર,

**શુરા**— ( કાગળ વાંચ્યા પછી ) બારોટ કુંવર સાહેબને કાલે હમારી તરફ મોકલવા.

**બારોટ**—ઘણું સારૂં સાહેબ, ત્યારે હવે મને રજા છે ?

**શુરા**—હા, હવે તમને રજા છે, એટલે બારોટ ત્યાંથી ઉઠયો તે મંજીની પાશે ગયો.

હવે મસુરીઓ, ગાંયજો, મંજીપરમાર પાસેથી ગયો તેવોજ પોતાને ઘેર ગયો, એટલે તેની સ્રી દીવાળીઃ—

**દીવાળી**—તમે કયારના ગયા હતા, તે છેક હમણાં ક્યાંથી આવ્યા.

**મસુરીઓ**—રાંડ હું મારે ગમે ત્યાં ગયો હતો, તેમાં તારા બાપનું શું ગયું ?

**દીવાળી**—આટલો બધો તોર રાખો તે કોઇ દિવસ ભાંગશે.

**મસુરીઓ**—તારા કરતાં સવાઇ બઇરી લાવું તોજ વાત ખરી.

**દીવાળી**—રાજાની દીકરી તો નથી આતવાની.

**મસુરીઓ**—તેજ આવવાની છે ને તું તો તેની ગુલામડી ગણાશે.

**દીવાળી**—ગુલામ થાઓ તો તમને તે મળે નહીં.

**મસુરીઓ** હે રાંડ તેં મને ગુલામ કહ્યો એમ કહી ખાંડવાનું સાંબેલું હાથમાં લીધું ને તે જોરથી કમરમાં માર્યું એટલે તે બાપડીના પ્રાણ નીકળી ગયા, મસુરીઆએ હરખમાંને હરખમાં તે મડદાની ગાંસડી બાંધી, એક મોટો કુવો હતો તેમાં નાંખી, ને પછી વસ્ત્ર પહેરી શુરા તથા સાગળને મહોલે આવ્યો.

**શુરા**—(તેને જોઇને) અલ્યા મસુરીઆ કેમ ખુશી તો ખરો?

**મસુરીઓ**—ખુશી તો તમે કરો ત્યારેજ તો.

**શુરા**—(જે ઘાટ ગોઠવેલો તે વિચારી) અરે મસુરીઆ આજનો દિવસ ઉત્તમ છે, પણ હમારા કુળની રીત તારાથી થશે ?

**મસુરીઓ**—શા વાસ્તે નહીં થાય ? જે રીત હોય તે તમે કહો.

**શુરા**—હમારા કુળમાં એવો ધારો છે કે પ્રથમ પરણનાર ધણી સુઇ જાય અને હમે તેના માથા ઉપર સાંબેલું સાત વાર ધીમે ધીમે અઠકાડીએ ને ત્યાર પછી રજપુતની રીત કરી પરણીએ.

**મશુરીઓ**—ત્યારે તે પ્રમાણે તમે ઝટ કરવા માંડો.

**શુરા**—સુઇ જા, એટલે તે સુઇ ગયો.

શુરા તથા શામળે તેના માથા ઉપર સાંબેલું ધીમે ધીમે છ વાર

અડકાઠી સાતમીવાર જોરથી ઘા કર્યો એટલે તેનું માથું છુંદાઇ જઇ મરણ પામ્યો. મસુરીઆનું કેહેવત પ્રમાણે થયું કે " લેને ગઇ પુત ને ખોઈ આઈ ખસમ" તે પ્રમાણે બાપડાએ બઇરી પણ મારી નાંખી અને પોતે પણ મુઓ, હવે ચતુરીઓ બારોટ મંજી પાસે આવ્યો, ને શુરા તથા સામળે કહેલા સમાચાર કહ્યા.

મંજી—અરે બારોટ, એ બાઇઓની ઉમર કેટલા વરસની છે.

બારોટ—એકની ચૌદ વરસની ને બીજીની તેર વરસની.

મંજી—અરે બારોટ, રૂપ કેવાં છે ?

બારોટ—સાહેબ. રૂપ તો ઉત્તમમાં ઉત્તમ છે.

મંજી—બારોટ તમે રૂપ જોયાં છે.?

બારોટ—હાજી, બંનેનાં રૂપ વર્ણવી બતાવું છું તે સાંભળો.

### કવિત.

ચિત્ર રૂપ ચીત વનમાં છાજે, ચંપ વરણ ચીત વનબારી;
પુરવ પુન કીએ જેને કોટીક, સો પાવે એસી નારી;
સુડા ચંચસી નાક બનીહે, દાંત બને દાડમ કળી;
જુગઝંઝા ઓર તન અતી કોમળ; ચરણ બને જેસી વન કદળી;
નાજુક પતળી કમર છએલી, દશ આંગળીયાં મગફળી;
ચંદ્રબદન મૃગલોચની જેસી, અજબ બની રંભા પુતળી;
એસી અદામે સબ જગ મોહ્યાં, સત સુંદરપર બલીહારી;
પુરવ પુન કીએ, જેને કોટીક, સો પાવે એસી નારી.

બારોટ—અરે કુંવર સાહેબ, જેણે પેલે જન્મ કરાડો પુન્ય કર્યાં હોય તેનેજ એવી નારી મળે, બીજાને મળનાર નહીં તેના

બદનનો વિસ્તાર કહું તે તમે સાંભળો. જેનું નાક તો શુડા કહેતાં પોપટની ચાંચના જેવું છે, દાંત તો દાડમની કળીઓ જેવા, જેની ઝંઘા કહેતાં જાંગ તે કેળના થંભ જેવી, પગ મહા કોમળ વનની કદળી જેવા આંગળીઓ જાણે મગની ફળીઓ અને નેણમાં તો જગત મોહી રહ્યું છે. એવી સ્ત્રી પુર્વ જન્મના સંસ્કાર વગર નહીં, એવું સાંભળી મંજીકુંવરને મોહ ઉત્પન્ન થયો.

મંજીપરમાર—અરે, બારોટ એવું એનું સ્વરૂપ છે?

બારોટ—અરે! એતો શું પણ બીજું કહુ તે સાંભળો.

મંજીપરમાર—બારોટ એ બંનેનું સ્વરૂપ એવું છે?

બારોટ—સાહેબ એકને મુકીએ તો એક રીસાએ એવું કામ છે.

મંજીપરમાર—ત્યારે મને કહી સંભળાવો.

બારોટ—સાંભળો સાહેબ.

કવિત.

મુખ બન્યો મહેતાબ સરીખો, દાંત જડે સબ સોનેરી;
પુરણ પાનસો પેટ કહીજે, છાતી બની કાચી કેરી;
કંઠ કોકીકલા કોયલ જેસો મદનકેફને ભુજ ઘેરી;
ચાલ ચાલે ગજરાજ સરીખી, સો કોઇ આસક કરત ફેરી.
છુટે પસીના ભમર બાસ, લે લંબે બાલ નાગણ કાળી;
પુરવ પુન્ય કીએ જન કોટીક, સો પાવે એસી નારી.

બારોટ—સાંભળો મહારાજ, વળી એનું રૂપ રાતની વખતે બપોરીયું છુટે છે તેના જેવી શોભા આપે છે, દાંતે તો સોનાની રેખો જડેલી છે. ડોક તો કોકલા એટલે મોરના જેવી છે. અને

તેનો સ્વર તો કોયલના જેવો છે ચાલ તો ગજરાજ કહેતાં હાથી ના જેવી છે. વાળ તો કાળી નાગણના જેવા છે અને તેના શરીરનો પરસેવો છુટે છે તેની બાસ લેવાને ભમરા તેની પાછળ આતુર છે, અને જે જુએ તે આસકો થઇ તેને ત્યાં ફેરા ખાયા કરે છે, એવું એનું સ્વરુપ છે સાહેબ.

મંજી—અરે બારોટ એવા સ્વરૂપની તો મને મોહીની લાગવા માંડી.

બારોટ—અરે સાહેબ એતો શું વળી આવું સ્વરૂપ છે એમ કહી કહે છે.

કવિત

મીઠી જુબાંસે જગ ભરમાયા નેણનમે મોહીની મારે,
લટક બન કે લુટ લીએ જયું, ચમક કહે ગગને તારે.
જીસી આસકપર નજર દેડાવે, તે ઘડી પલકમે ઘર મારે;
ઉસમાંસે કોઇ બચ્યા નહીં, લપટ રહે જગ સંસારે.
હંશ, મોર કીર કપોત કહીએ, જયું કોયલસે કીલકારી;
પુરવ પુન્ય કીએ જેને કોટીક, સો પાવે એસી નારી.

બારોટ—હે રાજા જેની મીઠી જબાંથી આખી દુનીઆ મોહ પામે છે. અને જેની આંખમાં જાણે વશીકરણ વિદ્યા ભરેલી છે, તે જેના ઉપર નજર કરે તેને પાડયા વિના રહે નહિ, જેની સીસોટી કોયલના જેવી છે, એવી સ્ત્રી જેણે પુરવ જન્મ કરોડો પુન્ય કીધાં હોય તેને જ મળે, બીજાને મળવી કઠણ, માટે હે કુંવર તમે પેલે જન્મે કરોડો પુન્ય કર્યા છે તેથી એવી સ્ત્રી તમારે ઘેર બેઠાં આવે છે, માટે તમે તો ઘણાજ પુન્યશાળી છો એમાં કાંઈ શક નહીં.

મંજીપરમાર— અરે બારોટ, એનું વર્ણન કરો.

બારોટ—સાંભળો સાહેબ.

### કવિત

સોળ શણગાર બત્રીસ અલંકાર, ચોરાશી આસન જાણે;
બત્રીસ કળા લક્ષણે પુરી, ચીન પદમનીકી નીશાને,
કવિજન જોગ જુનસે કીનો, સમજેગો કોઇ ઇનસાને,
રામ કીરપા હરી ઇચ્છા હરીબીન, મીલે ન એસી દીલજાને
સ્વામ પ્રેમગીર કહે સભામે, સુણ સુંદરપર બલીહારી,
પુરવ પુન્ય કીયે જેણે કોટીક, સો પાવે એસી નારી,

બારોટ—કુંવર સાહેબ તમારા ઉપર જગતઅંબાની પુરી મેહેર છે કે આવી રૂપવંતી સ્ત્રી તમને મળે છે.

મંજીપરમાર—અરે બારોટ હું કાલે જઇ એ શુરા તથા સામળાને નજરે જોઇશ ત્યારે મને ચેન પડશે બીજે દિવસે નાહી ધોઈ જુગતઅંબાની પુજા કરી, સઘળા કામથી ફારક થઇ, રેવંત ઉપર સ્વાર લઇ બારોટને સાથે લઇ શુરા તથા સામળને મોહોલે પધાર્યા. સેત્રંજ તથા સુનો બન્ને કુતરાં રેવંતની અગાડી ફાળ મારતા ચાલ્યા. રસ્તામાં ગુંડવણુ લોકનાં મડદાં પડેલાં જોઇ મંજીપરમારના મનમાં અનેક વિચાર ઉત્પન્ન થયા ને—

મંજી—આ ગુંડવણુ દેશ ઉજડ થયો એ બહુ ખોટું થયું,

બારોટ—સાહેબ ખોટું થયું તો ખરૂં.

મંજી—જેવો જુગતઅંબાનો હુકમ, એમ કહી શુરા સામળના મોહોલે ગયા.

શુરા તથા સામળ મહા ચતુર હતી તેથી મંજી આવતા હતા તેની આગમજ બેઠક તૈયાર કરી રાખી હતી. મંજીપરમાર આવી બેઠા એટલે શુરા તથા સામળ બંને એનો લાજ કાઢી મંજીની સનમુખ આવી ઉભી રહી.

મંજી—અરે કુંવરીઓ તમારી શી ઇચ્છા છે.

**શુરા, સામળ—**સાહેબજી, જે ઇચ્છા છે તે તમોને જાણીતી છે.

મંજી—ત્યારે તમારી ખુશી પરણવાની છે કે કેમ ?

**શુરા, શામળ—**હમે હમારા મનથી વરી ચુક્યાં છીએ, હવે તમારી વારેવાર.

મંજી—ત્યારે આપણે બ્રાહ્મણને બોલાવી મંગાવીએ.

**શુરા, સામળ—**હાજી પછી મંજીપરમારે બારોટને બ્રાહ્મણને તેડવા મોકલ્યો.

મંજી—હે રાજકન્યા, હવે કોઈ બીજું કામ છે ?

**શુરા, સામળ—**અરે મહારાજ હમોને એક કામ કરવાનું છે. તેનું વચન આપો.

મંજી—જે કામ કરવાનું હોય તે કહો.

**શુરા. સામળ—**તમે વચન આપો પછી અમે કહીએ.

મંજી—(પોતાના મનમાં)—એણે કોણ જાણે શું કરવું. ધાર્યું હશે. પણ ફીકર નહીં, મેં કાળીકાજીના પ્રતાપથી ઘણાંએક મોટાં કામ કર્યાં તો એનું કામ કરવું મને મુશ્કેલ નથી; પણ હું એને પુછું તો ખરો.

મંજી—હે રાજકન્યા. તમે મનમાં કાંઈ અંદેશો નહી રાખતાં મને કહો.

શુરો સામળ—તમને હવે સ્વામી ( પરણ્યા પેહેલાં ગણી- એ છીએ તેથી અમો કહીશું તે આપ જેવા પ્રમાણીક પાછું નહિ ફેરવશો; એવી આપની દાશીઓ આશા રાખે છે. સાંભળો મહારાજ ! આ દેશનું રાજ ઘણું મોટું તે આપ બહાદુરે આવા બળવાન ગું- ડવણુ લોકનો નાશ કર્યો અને તેઓના મુડદાં ગુંડવણ મેદાનમાં રખડતાં પડેલાં છે તેઓના ઉપર દયા લાવી તેઓને સજીવન કરો તો આ પ્રાક્રમથી જેટલી તમારી કીર્તિ વધી તે કરતાં પણ વધારે ચારે ખુંટમાં વધશે. તમારા બાપનો જે શત્રુ હતો. તેનું તો મસ્તક આપે છેદન કરી નાંખ્યું છે અને તે બળી પણ ગયો. એટલે કાંઈ હરકત જેવું નથી, ગુંડવણ લોકો સજીવન થશે, એટલે આ દેશના રાજની ઉપજમાંથી ૭ આના પ્રમાણે આપણી ત્રાંબાના પત્રા ઉપર સુરજ ચંદ્ર રહે ત્યાં સૂધી ગુંડવણ લોક ચંદ- ચંપાના રાજને ભરે એવું લખી આપશે, વળી અધુરામાં પુરૂં આપ જમાઇ થઈ ઉભા રહેશો એટલે પુછવું શું ! ! ! બીજું આપના નામદારીનું નીશાન ગુંડવણ કીલ્લા ઉપર બારે માસ ઉડયા કરશે તેથી ઘણા રાજ્યમાં કીર્તી વધશે.

મંજી—તમારી એમ ઈચ્છા હોય તો ફીકર નહીં. એમ કહી પોતે સ્નાન કર્યું અને દેવી કાળીની પુંજા કરી એટલે કાળીકાજીએ સાક્ષાત દર્શન આપ્યાં.

મંજી—અરે પરમેશ્વરી તારૂં એક કામ પડયું છે.

કાળીકાજી—કુંવર ! શું કામ પડયું છે ?

મંજી—આપને કાંઇ અજાણ્યું નથી.

કાળીકાજી—અરે કુંવર ! તું ઘણોજ ભાગ્યશાળી છે કે હું તને આધીન થઇ રહી છું.

મંજી—અરે માતાજી ! હું તમારો દાસ છું, તમારા વિના કોઈ મને ચાહે એમ નથી.

કાળીકાજી—( પ્રસન્ન થઇને ) હે કુંવર ! શુરા તથા શામળને પરણ્યા પછી, તું તથા સુરા, સામળ રથમાં બેશી ગુંડવણ મેદાનમાં આવજો ને ત્યાં આવી મને સંભારજો એટલે હું તરત આવી તારૂં કામ કરીશ.

મંજી—અરે માતુશ્રી ! હમણાં એ કામ ન થાય ?

કાળીકાજી—અરે કુંવર જો હું એને હમણાં સજીવન કરીશ તો તે લોકો શુરા તથા શામળને પરણાવશે નહિ ને પાછું જુદ્ધ શરૂ કરશે માટે પરણ્યા પછી સજીવન કરીશું એટલે તમને બીલકુલ હરકત આવવાની નથી.

જેવી માતુશ્રીની મરજી. આ પ્રમાણે માતુશ્રી મંજીપરમારને સમજાવી અંતરધ્યાન થઈ ગયાં એટલામાં ચતુરીઓ બારોટ બ્રાહ્મણને તેડી લાવ્યો ને મંજી કુંવરની પાસે ઉભો રાખ્યો.

મંજી—( બ્રાહ્મણનો ચહેરો જોઇ ) મહારાજ તમારૂં નામ શું ?

બ્રાહ્મણ—સાહેબ મારૂં નામ ઘેલાભટ.

મંજી—માહારાજ રાજકન્યા પરણાવતા આવડે છે ?

ઘેલાભટ—મહારાજ એતો અમારા બાપદાદાનોજ ધંધો છે. પછી મંજી પરમારે ચતુરીઆ બારોટને રૂ. ૨૦૦ આપ્યા ને કહ્યું કે આ મહારાજ સામાનની ટીપ કરી આપે તે પ્રમાણે બધુ લઇ આવજે.

બારોટ—ઘણું સારૂં સાહેબ પછી મંજીપરમારે ઉપર જઇ ઝરૂખા બારી આગળ છતર પલંગ પાથરેલો હતો, ત્યાં જરા આરામ કર્યો, થોડીવારમા સઘળો સામાન લઈ આવ્યો ને એક ઓરડામાં ભરી બ્રાહ્મણોને ત્યાંથી જે જોઇએ તે લેવાને કહ્યું ને પોતે બીજા

બ્રાહ્મણોને તેડવા ગયો, ઘેલાભટે માંહેરૂં બાંધી તઇયાર કર્યું ને બારોટ બીજા બ્રાહ્મણોને તેડી લાવ્યો ને સઘળી તઇયારી થઇ એટલે મંજીપરમાર પણ લુગડાં ઘરેણાં પહેરી તઇયાર થયા, તેમાં માથે નવગ્રહી મોળીઓ બાધી દીધું તથા જરકસીનો જામો પહેર્યો ને સઘળી રીતે તઇયાર થઇ માંહેરામાં જઇ બેઠા. તેની પાસે બારોટ પણ બેઠો. સુરા તથા શામળે શણગાર પહેર્યો તે નીચે મુજબઃ—

દોહરો

કડાં સાંકળાં વિછવા, ઝાંઝરનો ઝણકાર,
પહેર્યા બાજુબંધ બેરખાં, ગળે મોતનકા હાર. ૧
સેંથો પુર્યો સીંદુર તણો, અણીઆળી આંજી આંખ,
પેહેરી વાળી સોહામણી, હીરા રતનની નાક. ૨
પાયે નેપુર રણઝણે, કોટે એકાવળ હાર;
ઝળકે કપાળે દામણી, મારે તેજ અપાર. ૩
પહેર્યા ચીર સોહામણાં, કસબી જેવી કોર;
કંઠે ઝળકે હીરામણી, હૈડામાં ટહુકે મોર. ૪
સોળે સણગાર શોભતા, નહિ ખાંપણ કે ખોડ;
કવિ કહે આચરૂ, બંને બેહેનોની જોડ. ૫

તેઓ આવી માંહેરામાં બેઠી, મંજીપરમારનું મુખડું સૂર્યના તેજની માફક દીપતું હતું અને તે બંને બેનોનું તારામંડળમાં ચંદ્ર ખીલે છે તેવી રીતે હતું. એ ત્રણે જણ અરસપરસ જોઇ પોતાના મન વિશે ઘણાંજ આનંદ પામતાં હતાં, બ્રાહ્મણોએ વેદ ધુની કરી તથા મંત્રક્રિયા કરી ચાર મંગળ વર્તી તેઓને પરણાવ્યાં. પરણી રહ્યા પછી તેઓએ પોતાના સ્વામીને હાથ ભોજન કર્યું એટલે સંપૂર્ણ રીતે વરી ચુક્યાં, ત્યાર પછી થોડીવારે

તેઓ રંગમહેલમાં જઈ સુતાં, ને નિદ્રાવશ થયા. બીજે દીવસે પ્રાતઃકાળમાં ઊઠી દંતધાવણ કરી નાહી ધોઇ જુગતઅંબાનું ધ્યાન ધર્યું ને પછી ભોજન કર્યું. આ પ્રમાણે ગમતમાં ચાર દિવસ ગુજાર્યા ત્યાર બાદ ધઢચંપા તરફ જવાની તૈયારી કરી, ચતુરીઓ બારોટ રથ જોડી લાવ્યો ને મંજી પરમાર સુરા તથા શામળને એકેક બાજુએ લઇને બેઠા, ને તેની સામી બાજુએ બંને કુતરા બેઠા, પછી રથ ચલાવવા માંડયો એટલે કાળભેરવ આવ્યા.

**મંજી**—કાળભેરવ ! તમે આવ્યા તે ઠીક થયું, તમે રેવંત પર બેસો એટલે કાળભેરવ રેવંત પર બેઠા, ને તેની જોડે ચાલ્યા. બારોટ પણ રથ હાંકનારની જોડે બેસી ગયો.

તેઓ ગુંડવણનો દરવાજો મૂકી અગાડી ચાલવા માંડયા ને ગુંડવણ સરદારોનાં મુડદાં પડેલાં હતાં ત્યાં આવ્યા એટલે શુરા તથા સામળ પોતાના સ્વામી પ્રત્યે કહે છે, “ એ સ્વામીનાથ આટલાં બધાં ગુંડવણ સરદારોનાં મડદાં પડેલાં છે તેના ઉપર કાંઇ દયા લાવો.

**મંજી**—હે સ્ત્રી ! તમારે હવે ગુંડવણ લોકો જોડે શી દરકાર છે તે મને કહો.

**શુરા. સામળ**--મારા વહાલા ભરથાર, તમે જાણો છો કે આવડો મોટો દેશ ઉજડ જેવો થઇ ગયો છે માટે તેનો વિચાર કરો. વળી હું કહું છું તે સાંભળો તમામ ગુંડવણ સરદાર સજીવન થશે, એટલે તમારૂં નામ ઘણુંજ વધશે.

**દોહરો.**

ધઢ ચંપાના રાજવી, સુણજો સ્વામીનાથ,<br>દાસી મુખથી ઉચરે, ધરજો રૂદીઆ સાથ. ૧

ગુંડવણ દેશ ઉજડ થયો, નવ રહ્યું ગુંડવણ નામ,<br>પ્રાક્રમ કીધાં રણ વિશે, સીદ્ધ કર્યું તમ કામ. ૨

કીર્તી ચાલી ચોખુંટમાં, વધ્યું નામ રાજન,
એમ કહી કર તાણીઓ, શુરા બોલી વચન. ૩
સજીવન કરો મુજ રાજીઆ, કાળી માત છે સાથ,
ત્યાર પછી અમ ચાલશું, નવ ઉપડે મુજ પાય. ૪
ભરથાર વિનંતી સાંભળો, અખંડ રહેશે તમ નામ;
કરો નામ તમ જગતમાં, કરો પ્રાક્રમી કામ. ૫
હાથ જોડી પાય લાગીઓ, નમી મંજીને નાર,
સ્મરણ કરે માતા તણું, મંજી રાજકુમાર. ૬
સ્મરણ કરતાં આવીયાં, જુગતઅંબા ત્યાં માય,
કવિ કહે સત્ય માનજો, થશે મંજીને સાય. ૭

મંજીપરમારે શુરા તથા સામળીનાં આવાં વચન સાંભળી દેવી કાળીનું સ્મરણ કીધું અને માતાજી આવ્યાં.

**મંજી**—પગે લાગીને હે દયાળુ માતા! હવે આ બધાને સજીવન કરી મારા મનનો મનોરથ પુરો કરો.

**માતાજી**—કાળભેરવ કયાં છે?

**મંજી**—પછાડી આવે છે, એટલે કાળભેરવ આવ્યા.

**માતાજી**—અરે કાળભેરવ! તું પાતાળ વિશે જઇ અમીનો કુંપો લઇ આવ.

**કાળભેરવ**--ઘણું સારૂં એમ કહી લડ લઇ પાતાળ ફોડયું ને શેષ નાગના ધામમાં પરવર્યો.

**શેષનાગ**—(કાળભેરવને જોઇને) કેમ તમે કયાંથી આવ્યા?

**કાળભેરવ**-(પ્રણામ કરી) અરે રાજપીતા, માતાજીએ અમીનો કુંપો મંગાવ્યો છે. તેવોજ શેષનાગે અમીનો કુંપો કાઢી આપ્યો. સાક્ષાત જુગત અંબાએ મંગાવ્યો હતો તેથી આપ્યા વગર ચાલે

એમ નહોતું. કાળભૈરવ અમીનો કુપો લેઇ માતાજી પાસે આવ્યા.

કાળીકાજી—કેમ કાળભૈરવ! કુંપો લઈ આવ્યા ?

કાળભૈરવ—( કુંપો બતાવીને ) હાજી, આ રહ્યો.

માતાજી—[ મંજીને ] તમે બધા રથમાં બેસી જાઓ, એટલે તેઓ બેસી ગયા.

પછી કાળભૈરવના હાથમાં કાળકાજીએ અમીનો કુંપો આપ્યો અને માતાજીએ ગુંડવણુ લોકો ઉપર છાંટવા માંડયું, ને જ્યાં અમીનું બુંદ તેઓના ઉપર પડયું કે તેઓ સજીવન થયા. આ પ્રમાણે નવલાખ નવાણું હજાર ગુંડવણુ સજીવન થયા. તેઓ સજીવન થયા એટલે " માર માર " એ શબ્દના બરાડા નાંખતા ઉઠયા, પણ જ્યારે તેઓએ મોટા રાજસભાના ગુંડવણુની પુત્રી શુરા તથા સામળને મંજીપરમાર સાથે બેઠેલી દીઠી એટલે તેઓ વિચારમાં પડયા ને " માર માર " એ શબ્દ ભુલી ગયા. તેઓ ( રાજસભા ) પોતાની પુત્રીને પુછવા લાગ્યા, અરે બેટા! તમે મંજીપરમાર સાથે કેમ બેઠાં છો ?

શુરા સામળ—હે પીતાજી! અમે તો મંજીપરમાર સાથે વરી ચુકયાં છીએ અને એ તો તમારા જમાઇ થાય. વળી લડાઈમાં તમને બધાને મારી નાંખ્યા હતા તે અમે સમજાવી સજીવન કરાવ્યા છે, માટે હવે તમે એમની જે સેવા ચાકરી કરો તે ઓછી છે; ભુયો ભાણેજને મારી નાંખ્યો અને તેની રાણી કંકુ પોતાના ધણીની સાથે ચેહ ખડકી બળી મુઇ છે.

તેઓએ જ્યાં આવી વાતો સાંભળી કે તેઓ મંજીપરમારની આજીજી કરી તેને શહેરમાં તેડી ગયા, અને ગુંડવણુ કીલ્લા ઉપર એક વખાણવા લાયક મહેલ હતો ત્યાં ઉતારો આપ્યો અને તેમની

હજુરમાં ૧૦-૧૫ આદમી મુક્યાં. હવે મંજીપરમાર તો ઘણા સુખમાં પડયા; સાંજ પડે એટલે ઘોડાગાડીમાં બેસી ફરવા જાય અને ફરી આવ્યાં પછી વાળુ કરી, શુરા તથા સામળની જોડે ચોસારની બાજી રમે, અને પછી પોતાની રાણીઓ સાથે એશઆરામમાં રજની રીતે ને મહચંપાની વાત કંઇ તેને યાદ આવે નહીં, ગુંડવણ લોકોના મોટા મોટા અધીકારીઓ તથા ગુંડવણ સભાએ મંજીપરમારની સાથે ફરી તેમને તમામ દેશ દેખાડયો તે જોઇ મંજીપરમાર ઘણાજ ખુશી થયા.

મંજીપરમારે આવી રીતે સુખ ભોગવવાને બે માસ કાઢયા પણ મહચંપાની વાત કાંઇ સાંભળી નહીં, ત્યાં કાળભેરવ—

કાળભેરવ—હે મંજીપરમાર ! તમને કાંઇ સાંભરે છે કે નહી ? શુરા તથા સામળના કરતાં વધારે વહાલી તમારી પદમણી રાણીને કેમ ભુલી ગયા ? તે ત્યાં ઘણી ઉદાસી છે. માટે તેની સંભાળ કાંઇ લેવી છે કે નહીં ? વળી માતુશ્રી જેજેવંતી પણ બહુ ઉદાસીમાં છે માટે હવે તમારે જલદી જવું જોઇએ.

મંજીપરમાર—અરે કાળભેરવ ! તેઓ ત્યાં ઉદાસ હોય એમ હું માનુ નહીં કેમકે તેઓને ત્યાં કશી વાતની હરકત નથી. કાળભેરવ આ વાત સાંભળી અંતરધ્યાન થઇ ગયા. ગુંડવણ લોકો મંજીપરમારની એટલી તો તાબેદારી કરતા કે મંજીને ત્યાંથી જવાનું મન થયું નહીં અને શુરા તથા સામળના મોહોલની અંદર પડેલા એટલે પોતાના ઘરની કાંઇ વાત સાંભરી પણ નહીં.

હવે મહચંપામાં શું બન્યું તેની વિગત નીચે પ્રમાણે—મંજીપરમાર મુઆ એવી વાત ચાંદા તથા ટીલાએ કહેલી તે હવે ખરી માની જેજેવંતી રાણી શોક કરવા લાગી અને પદમણીની કહેલી વાત ઉપર ભરોસો

રાખ્યો નહીં કેમકે મંજીને આવતાં ઘણા દિવસ થયા, તેથી તેણીએ નક્કી જાણ્યું કે મરા પુત્રનો નાશ થયો, એવું સમજીને સુખેથી ખાય પીએ નહીં ને આખો દહાડો ઉદાશીમાં કાઢે, ને જેના તેના ઉપર સેજ વાતમાં ચીડાઇ જાય. બેન રત્નાવળીએ ઘણીએ સમજાવી પણ "ધુળપર લીંપણ ને પત્થરપર પાણી."

રાજકચેરીમાં શું બન્યું હતું કે મહમદશા દીવાને પદમણી રાણીએ ચાંદા તથા ટીક્ષાને સજા કરી હતી, તે વાતની ખબર પડતાંજ તેઓને પકડી કેદ કીધા હતા. દીવાન મહમદશાહ મંજી પરમારને જોવાને ઘણા જ આતુર થઇ રહ્યા હતા. તેમજ સઘળા અમીર ઉમરાવો અને કચેરીના દરેક માણસ પણ હતા. રંગ મોહેલમાં પદમની રાણી પણ પોતાના સ્વામીને વાસ્તે ટમટમી રહી હતી અને મન વિષે ઘણી અફસોસી રાખતી હતી. પણ પોતાનો ધણી ખુશીમાં છે એવું સમજી આનંદમાં રહેતી હતી. પોતાના સ્વામી વગર ભોજન ઉપર પ્રીતિ થતી નહોતી તથા નિંદ્રા પણ આંખમાંથી જતી રહી હતી. એક દીવસે રાત્રે રાણીએ પોતાના સ્વામીના વિચારમાં ને વિચારમાં ચોંકી ઉઠી વિલાપ કરવા માંડયો.

દાસીએ આવી તેને દીલાસો આપવા માંડયો, પણ તેણીએ દાસીને ધમકાવી કાઢી મુકી અને નીચે પ્રમાણે વિલાપ કર્યો.

## વિલાપ રાગ ઓખાહરણનો.

નવ આવ્યા નાથ હમારા, રાણી રૂદન કરે ચોધારા;
નેણમાંથી નીર ઝરે છે, સ્વામી મંજીનું ધ્યાન ધરે છે. ૧
શુરા સામળ બંને નાર, રોકી રાખ્યા મુજ ભરથાર;
મારૂં મન ઘણુંએ બળે છે, મારો જીવ ઘણો તલપે છે. ૨
હુંતો બળતી બોલું છું નાથ, તમે છોડો ગુંડવણનો સાથ,

મને રાત દીવસ નહીં સુજે, મારી પેર તમને નહીં બુજે. ૩
માતા જેજેવંતી તમારાં, આંખમાંથી વહે નીર ધારા,
નવ ખાયે અન્ન લગાર, તમે સુણજો રાજકુમાર. ૪
તમારી માતા મન ઉદાસી, સ્વામી ઝટ આવો તમે નાસી;
નણંદ રત્નાવળી છે હમારાં, સમજાવે છે માત તમારા. ૫
તોએ નવ સમજે માતાએ, જીવ કાઢવા તત્પર થાએ;
વાંક મારો રૂદેમાં ધરજો, શુરા સામળ વહાલી કરજો. ૬
મારી પેર તમે નવ જાણી, બળતી બોલું છું વાણી,
હું તો શ્રાપ દઇશ વિકાળ, બાળી ભસ્મ કરીશ તતકાળ. ૭
શુરા સામળને સમણું દેજો, માતા કાળી તમે તો કહેજો;
એમ કહી નીંદ્રાવશ થઇ, રાત અડધી વિતી ગઈ. ૮
વાત સાંભળી માએ, ત્યાંથી ચાલ્યાં ગુંડવણ માંહે;
કેવી રીતે સમણું દીધું, કવિ કહે છે કેવું કીધું. ૯

આવી રીતે પદમણી રાણીનો વિલાપ સાંભળી માતા કાળીકાજી ઉઠયાં ને ગુંડવણુ કીલ્લા ઉપર આવી જ્યાં મંજીપરમાર સુતા છે ત્યાં જઈ કેવી રીતે સમણું આપ્યું તે નીચે પ્રમાણે.

જંગી છંદ.

પુત્ર મારા,
[illegible]જી તમારા;
[illegible] બુઝે માત તારી,
કાળ[illegible] સુણ તું વા[illegible] મારી. ૧
તારી માવડી અન્ન ન ખાયે લગાર,
નવ સાંભરે રાજ તુંને કુમાર;
હજુ કામ ઘણાં છે તું મન વિચારી,
કાળી માત કહે સુણ તું વાત મારી. ૨

અગાડી ઘણું તુજને સુખ થશે,
તમે જાઓના ઝટપટ માની પાસે;
તારી બેનડી વાટ જુવે છે તારી,
કાળી માત કહે સુણ તું વાત મારી. ૩
પદ્દમણીને મન શોક છે અપાર,
દયા નહીં આવે તન વિષે લગાર;
રાજા ચંદ્રજયની સતી છે કુમારી,
કાળી માત કહે સુણ તુ વાત મારી. ૪
શુરા સામળ તું પરણ્યો બંને નાર,
નહીં જાશો તો વિઘન થાશે લગાર;
ઘણી ઘુસે છે રાજસતી સુખકારી,
કાળી માત કહે શુણ તુ વાત મારી. ૫
શુરા સામળ એ બંનેને શ્રાપ દેશે,
તતક્ષણ બાળીને ભસ્મ કરશે;
માટે ઝટ જાઓ તમે મન વિચારી,
કાળી માત કહે શુણ તુ વા ૬
ઠરાવ કરજે મુંડવણ શોક
પાછો વળજે ઝટ તુ રાણ
ઝટ જઇ કરી મળજે મા
કાળી માત કહે સુણ તું વાત ૭
એમ કહીને માત ગયાં ત્યાંથી ચાલી,
બંને નારની પાસ આવ્યાંજ કાળી;
તેની વિગત કહું તે સુણો વાત મારી,
કવિ કહે છે દયાળુ માત અંબે કાળી. ૮

હવે કાળીકાજીએ શુરા સામળને સમણું આપ્યું તે નીચે પ્રમાણે—

દોહરા.

રાણી ગુંડવણ દેશની, શુરા સામળ નાર;
આપ્યું સમણું નીંદ વિશે, વે સુણજો આ ઠાર. ૧
નવ રાખો તમ મંજીને, જજો સ્વામી લઇ આજ;
જો જશો તો જીવશો, કરશો મનમાં કાજ. ૨
સાસુ તમારાં કોપીયાં, જેજેવંતી માએ;
મહચંપામાં પરવરો, સુખ પામશો ત્યાંયે. ૩
રાણી પુરબા દેશની, ઘણી સતી બે આપ,
એવી નહીં નવ ખંડમાં, ધન ધન એનો બાપ. ૪
શ્રાપ દેશે જો મુખ થકી, પડશો પૃથ્વીમાં નાર;
ઝટ જજો તમે પ્રીતથી, નહીંતો બાળી મુકનાર. ૫
હું છું આપજ કાળીકા, નવ દેશો તમ દોષ;
કવિ કહે મન ચેતજો, નહીં તો કરશે કોપ. ૬

એમ કહી માતાજી અંતરધ્યાન થઇ ગયાં. હવે પ્રભાતનો પોહોર થયો એટલે મંજી કુંવરની આંખ ઉઘડી ગઇ. મંજી કુંવરને રાત્રે માતાજીએ વાત કહી હતી તે સપણા યાદ આવી. ને તેથી તે ઉંડા વિચારમાં પડયો. વિચારમાં ને વિચારમાં દંતધાવણ કર્યું ને પછી પોતાની દાસીને શુરા તથા સામળને તેડવા મોકલી.

દાસી—હે બાઇ સાહેબ, તમને સરકાર બોલાવે છે. તેવીજ તેઓ શોળે શણગાર પહેરી રૂમઝુમ કરતી બંને બેનો પોતાના સ્વામીના મોહોલમાં આવી અને મંજીપરમારની પાસે બેઠી.

મંજી—હે રાણી! આજે મારે ધહચંપા ભણી જવાની મરજી છે.

શુરા—જેવી આપની મરજી.

**સામળ**—હે મહારાજ! આજે મને સમણું આવ્યું હતું.

**મંજી**—તે વાત ખરી છે, કાળીમાતાજી આવીને સમણું આપી ગયાં હશે માટે હું હવે રહેવાનો નથી. જો તમારી મરજી હોય તો મારી સાથે ચાલો નહીં તો પાછળથી આવજો.

**શુરા તથા સામળ**—અમેતો તમારી સાથે જ આવીશું, અમે કાંઇ એકલાં અહીંઆ રહેવાના નથી.

**મંજી**—તમારા પીતાને કહીને તૈયારી કરાવો. હું રાજસભામાં જઈ આવું છું.

**શુરા**—મહારાજ ભોજનનો સમય થયો છે.

**મંજી**—ચાલો ત્યારે એમ કહી સઘળાને લઇ ભોજન કરવા ગયા. ભોજન કરી રહ્યા પછી તે ચતુરીઆ બારોટને સાથે લઈ રાજસભામાં ગયા.

મંજીપરમારે રાજસભામાં પ્રવેશ કર્યો કે તમામ ગુંડવણ સભા ઉભી થઇ મંજીને ઘણું માન આપી ગુંડવણના તખ્ત ઉપર બેસાડ્યા ને અનેક તરેહની વાતો કરવા લાગ્યા. એ વાતો ઉપર મંજીનું કંઇ ચિત્ત નથી તે જોઈ ગુંડવણુ સભા—

**ગુંડવણુ**—કેમ મહારાજ! આજે આપનું મન કેમ ઉદાસ છે?

**મંજી**—આજે ને આજે અમારે ઘડ ચંપા તરફ જવું છે માટે અમે કહીએ તે ઠરાવ તમારે કબુલ કરવો જોઇએ ને અમોને તાકીદથી વિદાય કરવા જોઇએ.

**ગુંડવણુ**—જે હુકમ હોય તે ફરમાવો. તમે જે ઠરાવ કરો તે અમારે કબુલ છે અને અમે તમારા દાસ જેવા છીએ.

**મંજીપરમાર**—તમે એવી તરેહનો લેખ કરી આપો કે ગઢ ચંપાના રાંજા માણેકદે પરમારને અમોએ પ્રથમ મારેલો હતો તેથી

તેના કુંવર બાલામંજીએ આવી ગુંડવણુ જીતી સર કર્યું અને જે સખશે માણેકદે પરમારને માર્યો હતો તે સખસને માર્યો ને સઘળા ગુંડવણુ વશ કર્યાં વળી અમોએ અમારી રાજી ખુશીથી શુરા તથા સામળને મંજીપરમાર સાથે પરણાવી છે તેથી અમો અમારા રાજની ઉપજમાંથી છ આના પ્રમાણે ખંડણી આપવાની કબુલ કરીએ છીએ. વળી ગઢચંપાના રાજ કોઇ પણ રાજા જુદ્ધ કરવા તૈયાર થાય તો મંજીપરમાર સાથે હમારે જુદ્ધપર ચઢવું અને જ્યાં સુધી ગઢચંપાનું રાજ અખ્યાતું રહે ત્યાં સુધી ઠરાવેલી ખંડણી હમારે ગઢચંપાના રાજાને ભરવી. આ પ્રમાણેનો લેખ તાંબાના પતરા ઉપર લખી તમારી મુખ્ય સભાના લોકના હાથથી સહી થવી જોઇએ.

**ગુંડવણુ સભા**—અરે સાહેબ! તે વાતની તમારે કાંઇ ફીકર ચીંતા કરવી નહીં, અમે લખી આપીએ છીએ.

ગુંડવણુ સભાએ તુરતા તુરત એક ગુંડવણુને મોકલી તાંબાનું પત્ર મંગાવ્યું અને મંજીપરમારના કહ્યા પ્રમાણે લખી આપ્યું. મંજીએ તે લેખ લેઇ બારોટને સોંપ્યો ને પોતે જવાની તૈયારી કરી.

ગુંડવણુ લોકે મંજીપરમારને સારાં સારાં ગામ, હાથી, ઘોડા, રથ, પાલખી ને નવશે નવાણું હજાર ગુંડવણુની ફોજ તથા ભાત ભાતના વસ્ત્ર તથા અમૂલ્ય શણગાર આપ્યા શુરા તથા સામળને અમૂલ્ય વસ્ત્ર તથા શોળે શણગાર તથા સો દાસીઓ આપી. મંજીપરમાર શુરા તથા સામળને લેઇ રથમાં બેઠા, અનેક પ્રકારનાં વાજીત્ર વાગવા માંડ્યા. તમામ ગુંડવણુ સભા મંજીપરમારની પાછળ વળાવવા ગઇ. મંજીપરમારની સ્વારી જોવાને એટલા લોકો એકઠા થયા હતા કે રસ્તામાં થાળીપુર જગા પણ રહી નહોતી. ગુંડવણુ લોક

મંજીપરમારને થોડે લગી વળાવી પાછા પોતાના દેશ તરફ વળ્યા. હવે મંજીપરમારે ઘણી તાકીદથી પંથ કાપવા માંડયો ને થોડેક દીવસે ઘડચંપાની લગભગ આવી પ્હોચ્યા ને આશરે ગઢચંપા ત્રણ બાઉલ રહ્યું એટલે ત્યા મુકામ કર્યો પછી પોતે પત્ર લખી એક સ્વાર જોડ દીવાન મહમદશાહ ઉપર મોકલ્યો. તે સ્વાર જેવો રાજ કચેરીમા આવ્યો એટલે સભાસદો તેને જોઈ અચંબો પામ્યા, પણ એટલામા તેણે દીવાનને પેલો પત્ર આપ્યો.

દીવાનજી મહમદશાહ અહમદશા.

મુ. ઘડચંપાની રાજ કચેરીમાં

દીગર સલામ સાથે લખવાનું કે હું ગુંડવણ મુલક સર કરી તેઓની પુત્રી શુરા તથા સામળ પરણી લાવ્યો છું. અમારો મુકામ સેત્રંજ વાવડી ઉપર છે માટે મને તેડવા સારૂ સ્વારી લઇ ત્યાં આવવું. હાલ એજ. બીજી બીના તમોને રૂબરૂ કહેવામાં આવશે.

લી૦ મંજીપરમાર માણેકદે પરમાર.

દીવાન મહમદશાહ પત્ર વાચી ઘણોજ ખુશ થયો અને તરત તેણે સભામા સાકર વહેંચી, અને રાજમાતાને તથા બેન રત્નાવળીને તે સમાચાર કહેવડાવ્યા પછી લશ્કર તઇયાર કરાવી સાંજના ચાર વાગતે પોતે નીકળ્યો ત્યાં જઇ મંજીપરમારને મળ્યો. મંજીપરમારે દીવાનને માન આપી પોતાની પાસે બેસાડયા ને નીચે પ્રમાણે વાતો કરવા લાગ્યા.

દીવાન—કયું સાહેબ કીસ તરેસે કીયા ?

મંજીપરમાર—સબ ગુંડવણ લોકકું અમને બસ કીઆ હે, એમ કહી ગુંડવણના હાથનાં લેખનું પતર દીવાનને આપ્યું. દીવાન

પત્ર ઉપર લખેલું હતું તે વાંચી ઘણોજ ખુશી થયો ને કેહેવા લાગ્યો. અરે કુંવર ! માણેકદે પરમાર બહાદુરકા નામ તુમને રખા. નહીં તો કોઇભી દુસરા પૃથ્વીકે બીચમે નહીં થા.

મંજીપરમાર—પિતાકુ જો જીવતી મથી થા સો જોધાકા શીશ કાટ દીઆ. ઓર ઉસકુ માર દીયા.

દીવાન— સાહેબ રજપુતકા ખરા ધર્મ એજ હે.

મંજીપરમાર—અછા આપણે શેહેરમેં અબ ચલો.

દીવાન—સાહેબ, શુરા સામળ આપ સાથ લીએ હો.

મંજીપરમાર—હા.

દીવાન—ઓ હમેરી પુત્રીકું જુવાંના ચાહએ. તેવોજ મંજી-પરમારે દાસી ઉપર હુકમ કર્યો, તેવીજ દાસીએ જઇ પોતાની બાઇને કહ્યું એટલે શુરા સામળ પોતાના સ્વામી તથા મહમદશા દીવાન બેઠા છે ત્યાં રૂમઝુમ કરતી આવી. જ્યાં દીવાને નજરે દીઠી કે દીવાન તો ગાંડો ઘેલો બની ગયો.

દીવાન—સાહેબ આપ ઘણા નશીબવાન તથા પ્રાક્રમી હો, કે એસી નારી રૂપાળી મીલી.

મંજીપરમાર—પદ્મની કરતાં કિતરે એસા સ્વરૂપ હે.

મંજીપરમાર—ઉસકે જેસી રાણી પૃથ્વી કે બીચમેં નહિ હે.

દીવાન—સચા હે એમ કહી દીવાન ઊઠયો, અને લશ્કર તેયારી કરી જવાની તેયારી કરી.

મંજીપરમાર શણગાર પેહેરી હાથી ઉપર બેઠા તથા શુરા સામળ મેનામાં બેઠી ને બડી ધામધુમથી મટચંપા ભણી પ્રવેશ કર્યો. શેહેરનાં સ્ત્રી તથા પુરૂષો મંજીકુંવરને જોવાને જુમઝુમી રહ્યા હતાં ને તેલ પડે એટલી જગ્યા પણ રહી નહીં. જ્યાં મંજીપરમાર મટ-

ચંપામા પેઠા કે બડી ધામધુમ થઇ રહી. મોટા મોટા શેઠ શાહુકાર તથા અમીર ઉમરાવ મંજીકુંવરના ઉપર ફુલ વધાવતા હતા; કેમકે મંજીકુંવરના પ્રાક્રમની વાત શહેરમાં પ્રસરી રહી હતી તે રચના જોવાની એટલી તો મઝા પડી હતી કે તેનું વર્ણન કરી શકતો નથી. મંજીપરમાર મોહોલ્લા આગળ આવ્યા એટલે રાણી પદ્મણી સોળે શણગાર પેહેરી પોતાના સ્વામીને વધાવવાને હેઠે ઉતરી, તે ઘડીએ મહા સ્વરૂપ ખીલી રહ્યું હતું. શણગાર પહેર્યો તે નીચે મુજબ—

**દોહરા.**

આછા સાલુ ઓઢીઆ, કસબી જેની કોર;
પાલવ રૂડા ઝગમગે. ચળકે સોનેરી મોર. ૧
કંચુકી સવા લાખની, હીરા રત્ન જડાવ;
ઉપર મોતી શોભતાં, બન્યો ખૂબ બનાવ. ૨
હીરા રત્નની વેસરી, પહેરી નાકે સાર,
કંઠ મોતીની માળાઓ, શોભે અપરંપાર. ૩
હસ્તે પહેર્યા કડી સાંકળાં, નેપુરનો ઝણકાર;
કડું શોભે હીરા તણું, થયો વિજળી ચમકાર. ૪
વાળે મોતી વીંધીઆ, સેંથે સીંદુર સાર;
આંખે કાજળ આંજીઆં, ચંદ્રજયની કુમાર. ૫
થાળ લીધી સુના તણી, મોતી લીધાં અપાર,
રૂમઝુમ કરતી ઉતરી, વધાવવાને ભરથાર. ૬
સાથે નણંદ રત્નાવળી, આવી મોહોલની બહાર;
સતત સાચુ કહે, સતી તણો અવતાર. ૭

આ પ્રમાણે પોતાના સ્વામીને વધાવવાને ઉતરી. વધાવી કરી મોહોલ્લામાં લીધા તેમ રાણી જેજેવંતીએ પોતાની વહુ શુરા સામળને મોતીએ વધાવી લીધી.

મંજીકુંવર ગુંડવણુ દેશ જીતી આવ્યા એટલે ઘણા લોકોને સરપાવ વહેંચ્યા. તેમ બ્રાહ્મણને પણ દાન દીધાં તથા માતાજીનો હોમ હવન કરી બ્રાહ્મણો તથા પોતાની સભાના ઘણા જ હુશીયાર પંડીતો હતા તેમને ભોજન કરાવ્યાં તથા પોતાનું નગર પણ સારી રીતે જમાડયું. પોતાના રાજ્યમાં આંધળાં, લુલાં, લંગડાં, ફકીર જોગી વિગેરે લોકોને વાસ્તે સદાવ્રત શરૂ કરાવ્યું. એમ ઘણું ધર્મ કર્યું. શુરા સામળને રહેવા વાસ્તે ઘણો જ સારો મહેલ આપ્યો, તેમાં બંને બેનોએ મુકામ કર્યો.

પદમની રાણી તથા જેજેવંતી એ ત્રણેનો મહેલ એકજ હતો. તેમાં રત્નાવાળી પણ ભેગી જ રહેતી હતી, જેજેવંતી રાણી કુંવરને તથા પોતાની ત્રણ વહુને જોઈ અત્યંત ખુશી થતી હતી. મંજીપરમાર અનેક પ્રકારના સુખમાં પડવા. એમ કરતાં છ મહીના વીત્યા એટલે દીવાન મહમદશા મંજીપરમાર પાસે આવ્યો, એટલે મંજીપરમારે આનંદથી આદર સહીત બેસાડયો.

દીવાન—સાહેબ, અબ આપ કબ ગાદીપર બેઠતે હો.

મંજીપરમાર—અચ્છા દીવસ દેખકર ગાદીપર બેઠેંગા.

દીવાન—કોઇ બડા પંડીતકું બુલાકર અબ દીન મુકરર કર કર જલદીસેં ગાદીપર બેઠના.

મંજીપરમાર—અચ્છા ઠીક હે, એમ કહી પોતે ગુલાબને બોલાવ્યો ને કહ્યું કે તુમ અબી જાકે પરશુ ભટકું તાકીદસે બુલાવ.

ગુલાબ—સાહેબ કોનસા પરશુભટ.

મંજીપરમાર—ઓ પરસોતમ ભટકા લડકા.

ગુલાબ—અચ્છા સાહેબ એમ કહી પોતે ચાલ્યો.

દીવાન—અચ્છા સાહેબ હમકુ રજા હે ?

**મંજીપરમાર**—હા જાઓ પણ કલ તુમ આના.

**દીવાન**—અચ્છા સાહેબ, એમ કહી દીવાન પોતાના મહેલે ગયો હવે ગુલાબ જઇ પરશુભટને તેડી લાવ્યો.

**પરશુભટ**—સાહેબ, શો હુકમ ફરમાવો છો?

**મંજીપરમાર**—ગાદીપર બેસવા લાયક ઉત્તમમાં ઉત્તમ કયો દીવસ છે તે મને કહો.

**પરશુભટ**—ઘણું સારૂં સાહેબ, એમ કહી પોતાનું ટીપણું જોવા લાગ્યો, દીવસ જોઇ કરી કહ્યું કે આવતી કાલના જેવું શુભ મહુરત આખા માસમાં નથી.

**મંજીપરમાર**—ઠીક ત્યારે પણ તમે બરોબર જોયું છે?

**પરશુભટ**--સાહેબ એમાં ફેર પડે નહીં.

**મંજીપરમાર**—પણ કાલે તમારે વહેલા આવવું; ને બીજા બધા બ્રાહ્મણોને તથા પંડીતો વીગેરેને આજ રાતના કહેવડાવવું એટલે તે લોકો પણ કાલ સવારમાં વહેલા આવે.

**પરશુભટ**—ઘણું સારૂં સાહેબ, હવે હું જાઉં છું. બ્રાહ્મણ રજા લેઇ પોતાને ઘેર ગયો.

મંજીપરમારને જેટલો પુજાનો સામાન જોઇતો હતો, તેટલા સામાનની દીવાન ઉપર ચીઠી લખી મોકલી તેટલો સામાન દીવાને મોકલ્યો બીજે દીવસે બ્રાહ્મણો સઘળા આવ્યા, તથા પોતાની સભામાં પંડીતો હતા તે પણ આવ્યા ને હોમ હવન વિગેરે ચંડિકાજીના પાઠ બડી ધામધુમથી કરવા લાગ્યા ને મંજીપરમાર પરશુભટને સાથે લઇ ગઢ ઉપર કાળીકાજીની પુજા કરવા ગયા. મંજીપરમારે બડી ધામધુમથી કાળીકાજીની પુજા કરી, ત્યાર બાદ રાજકચેરીમાં ગયા ને ત્યા જઈ ગાદીની પુજા કરી, પછી પોતાને મહેલે આવ્યા ચંડીકાજીના પાઠ તથા હોમ હવન, તરપણ અને બધી વિધી થઇ રહ્યા બાદ બ્રહ્મ ભોજન કરાવ્યાં અને દક્ષણામાં એકેકી ગાય

તથા પાંચ પાંચ મોહોર એકક બ્રાહ્મણને આપ્યાં, બ્રાહ્મણો પોતાને ઘેર દક્ષણા લઇ ચાલ્યા ને રસ્તામાં અનેક રીને આશીર્વાદ દેતા ગયા.

મંજીપરમાર ખરેખર માણેકદે પરમાર કરતાં ચાર દરજ્જે વધે તેવોજ પત્ર નિકળી આવેલો હતો એમાં કાંઇ પણ અંદેશો નહીં હતો. તેમ હું એટલું જ જાણું છું કે સેવા પુજા કરીને કાળકાજીને ઘણાંજ વશ કરી લીધાં હતાં એટલે ધારે તે કરે એમાં કાંઇ પણ નવાઇ જેવું નહોતું, પણ રણારબંધથી બધુ નિપજે મંજીપરમારે શહેરમાં ઘણી વાવો તથા તળાવ વિગેરે ધર્મશાળાઓ પણ બહુ સરસ બંધાવી દીધી, મંજીપરમાર ગાદી ઉપર બેઠા એટલે ઘણા લોકનાં કસ્ટ કાપવા માંડ્યાં તથા સદાવતો ઘણાં બંધાવી દીધાં, સાધુસંતો જેઓ પરદેશથી આવતા તે સદાવ્રતનું શીધું ખાઇ આશી-રવાદ દેતા હતા મંજીપરમાર વિધ વિધનાં સુખ ભોગવવા લાગ્યાં, અનેક પ્રકારના ગાદીપર બેસી પોતે કજીઆ ચુકવતો હતો, પોતાની રૈયતને બરોબર સરખી ગણતો હતો ને જેને સજા કરતો હતો તેને તેના ગુના પ્રમાણે વ્યાજબી કરતો હતો. ખેડુત લોકોને પણ ઘણુંજ સુખ મંજીપરમારના રાજમાં હતું. કેમકે પાક ઉપર નજર રાખી વ્યાજબી રીતે ઉપજ લેવાનો ઠરાવ કરેલો હતો, તેથી તે લોકોને ઘણુંજ સુખ હતું. શહેરના વાણીઆ લોકો વેપારવણજ કરી મઝા મારતા હતા; કોઇને કશી વાતથી તકરાર રહેતી નહોતી. દીવાને ચાદા ટીલાને કેદમાં પુર્યા હતા તેણે પોતાના મામા જાણી સઘળા ગુના માફ કરી છોડી મુકયા અને તેમને ફક્ત દર મહિને ૨૫ રૂપીઆ આપવાનો ઠરાવ કર્યો ને પોતાની સભામાં આવવા નહી દેવા તેમ પોતાને મોહોલે પણ નહિ આવવા દેવા એવો સખ્ત હુકમ કર્યોઃ તે પ્રમાણે મહમદશાહ દીવાને રીવાજ રાખ્યો.

મંજીપરમાર તથા મહમદશાહ દીવાન દરરોજ લશ્કરમાં જઇ તે લોકોની કવાયતની પરીક્ષા લેતા હતા જે લોકો હુંશીયારી બતાવતા હતા તે લોકોનો પગાર પણ વધારતા હતા, તેથી તે લોકો તન દઇ બરાબર ચાલતા હતા અને કવાયત પણ સારી શીખતા હતા, આ પ્રમાણે ગઢચંપાના રાજાનો વહીવટ મંજીપરમાર ગાદી ઉપર બેઠા પછી ઘણો સારો ચાલવા માડયો અને વાઘ બકરી એક ઓવારે પાણી પીએ એવો ઇન્સાફ થતો હતો તથા કોઇને કાંઇ શંકા રહેતી નહોતી એ પ્રમાણે ઘણા દીવસ રાજ ચાલ્યું. એક દીવસને સમે મંજીપરમાર રાજસભા કરી બેઠા હતા અને કચેરી ભરાઇને બેઠી હતી એટલામાં વાડી વજીરનો ખેડનાર જીવણ નામના કણબીએ આવી ફરીઆદ કરી તે ફરીઆદ સાંભળવા તમામ સભા સઘળી રીતે આતુર થઈ રહી હતી.

જીવણ—અરે કુંવર સાહેબ, મારી વાડીમાં આજે છ મહીના થયા સુવર જનાવરે આવી દર પાડેલું છે, તે એટલુ મોટું પાડેલું છે કે ૨૦—૨૫ આદમી સંતાઇ જાએ તોએ બીલકુલ ખબર પડે નહી, વળી અનેક પ્રકારના છોડ તથા દ્રાક્ષના વેલાઓ તથા કેળનાં ઝાડ ખુંદી નાંખીને મારી વાડી બધી ખેદાન મેદાન કરી નાંખી. હું તથા હમારી જોડની વાડીવાળાઓ મોટા મોટા દંડુકા લેઇ ઘણીક બારીક રીતે મારવા મંડયા પણ બીલકુલ હાથમાં આવ્યો નહીં ને ઉલટો હમારા ઉપર રોષે ભરાયો, તેથી કરી હમારાથી કોઈ દીવસ વાડીમાં સુવા જવાતું નથી. કેમકે જે માણસ સુવા જાયે તેને મારી નાંખ્યા વગર મુકે નહી, ત્યારે હમારી શી વલે થાય. આજ હું છ મહીના થયા અરજી કરૂં છું પણ મારી દાદ કોઇ સાંભળતું નથી, ત્યારે હું જાતે આવી ગરીબ પરવરને અરજ કરૂં છું તે આપ જેવા

બહાદુર તે સુવરને મારી મારૂં દુઃખ કાપશો એવી આશા રાખુ છું.

**મંજીપરમાર**—કયું દીવાન સુવર જનાવર આદમીકા નાશ કરતા હે.

**દીવાન**—સાહેબ, મેને પણ સુવર નહીં દેખેલા હે.

**જીવણ**—સાહેબ, સુવરની મગરૂરી ને તેનું બળ એટલુંજ છે કે તળાવમાં બે વાઘ પાણી પીતા હોય તેની વચે જઇ એ જનાવર પાણી પીએ છે પણ વાઘથી સામું જોવાતું નથી, વળી તેના દાંત એટલા મજબુત છે કે જો કદી એ જાનવર દોડતુ હોય ને વચે ગજરાજ આવી ગયો હોય તો તેના પર છલંગ મારી પોતાના દાંત મારે તો ચીરી નાંખે એટલું બળ રહે છે, તો માણસના શા આશરા એ જનાવરના મોં આગળ લાગે. એવી જયાં મંજીપરમારના મોં આગળ વાત કરે છે એટલામાં તેની પાડોશની વાડીનો રામજી કરી ખેડુત હતો તે દોડતો દોડતો આવી કહેવા લાગ્યો કે અલ્યા જીવણ, સુવર તારા છોકરાને લેઇ સુરંગમાં ઉતરી પડયો, એટલે તુરત તે રડવા તથા પોતાની છાતી કુટવા લાગ્યો.

આ વાત સાંભળી મંજીપરમાર ઉઠયા અને કેવો હુકમ કર્યો કે તાકીદથી ૫૦ આદમી હથીયાર સાથે ઝટપટ તઇયાર થાઓ.

પોતે પણ કાળીઓ રેવંત મંગાવી ઝટપટ લશકરી પોશાક પહેરી, ઢાલ તલવાર તથા બંદુક લેઇ નીકળ્યા, ને તે જીવણની વાડી. ભણી ચાલ્યા, એટલે ૫૦ સ્વારે તઇયાર થઇ મંજીપરમાર પછાડી ઘોડા મારી મુકયા, ને અગાડી જઈ દરવાજામાં મંજીને મળ્યા, એટલે મંજીપરમારે તે ખેડુતની વાડી ભણી સુસવાટો મારતો રેવંતને દોડાવ્યો, તેવાજ સ્વારોએ પણ ઘોડા પુલપાવર મુકયા, અને વાડી આગળ આવી તમામ ફરતી વાડી ઘેરી લીધી અને સઘળા અસ્વા-

રોએ પોતાની બંદુક ભરી તઇયાર કરી રાખી એટલે—

મંજી—જે અસ્વારના ઘોડા નીચેથી સુવર જશે તેને મારી દંડ કરીશ માટે સઉએ ખુબ સંભાળ રાખવી એટલામાં એક અસ્વાર પીરભાઇ કરી હતો તે બોલી ઉઠયો કે સાહેબના ઘોડા નીચે થઇ જાયે નહી એટલી સાહેબે સંભાળ રાખવી.

મંજી—જયાં એ સુવર જશે ત્યાંથી મારે એ સુવરને પકડી લાવી આ શહેરમાં મારવો એવો મેં ઠરાવ કર્યો છે. પણ તમે બધા સંભાળજો એમ કહી તુરત પોતે બંદુકનો અવાજ કર્યો પણ સુવર નીકળ્યો નહીં. સુવરે અંદર વીચાર કીધો કે, "મારવો તો હસતી ને લુંટવો તો ભંડાર" કેમકે હું તો હમણાં ગમે તે સ્વારના ઘોડાના પગ વચે થઇને નાશી જાઉ, પણ ગરીબનોં દંડ થાયે માટે હું તો મંજીકુંવરના ઘોડાના પગ વચે થઇને નાશી જાઉ, તોજ હું સુવર ખરો, એવો વિચાર સુવરે કીધો. એટલામાં મંજીપરમાર બીજી બંદુકનો આવાજ કર્યો તેવો પોતે દરમાંથી ઘુઘવાટો કરતો નિકળ્યો ને તેવો જ સુસવાટાથી છલંગ મારી મંજીપરમારના ઘોડાના પગ વચે થઇને નાઠો.

હવે બીજા સ્વારોના જીવને નીરાંત થઇ, નહીંતો સ્વારનું પણ આવીજ બન્યું હતું, જેવો સુવર નાઠો કે મંજીપરમારે ઘણાજ વેગથી રેવંતને સુવર પછાડી મારી મુકયો. સુવર અગાડી નાસે ને પછાડી મંજીપરમાર ઘોડો મુકયા જ જાયે પણ સુવર મારવાનો લાગ આવે નહીં, એમ નાસતાં નાસતાં પાઘાંઘળના રાજમાં નિકળી ગયા. ને સ્વારો પાછા ઘરભણી વળ્યા.

રસ્તામાં કેવી કેવી વાતો કરતા જાય, એક કહે મેં તો એવી સંભાળ રખીતી કે શાળા સુવર તો મેરી પાસે આવે જ નહીં.

**બીજો**—અબે જો મેરી પાસ આવો હોત તો સાલેકુ મારકર સરકારકી પાસ ઇનામ બી લેત.

**ત્રીજો**—અબે સાલેકે બાસ્તે મેને તો બંદુક ભર કર તઇયાર રખીથી કે જેસા સુવર નીકલેગા એસી ઉસકુ ગોળી મારકર ઉસકા પ્રાણ લેત, તો મેરાબી કુંવર સાહેબકી પાસ બોત માન બખત, લેકીન મેરા સાલા ભાગ ગયા હતા. એવા એવા બધા તડાકા મારતા મારતા જતા હતા, પણ તે વડીએ તો એવા હોસ ઉડી ગયા હતા કે ઘણાખરાએ તો ચોરણામાં પીશાબ કરી દીધો હતો. અને કેટલાક તો કુંવરની વાત સાંભળી એમના એમ ઘોડા ઉપર ઠરી ગયા હતા ને બીલકુલ બંદુક ઉચકવાની પણ ગતી નહોતી રહી, તો બંદુક મારવાની તો સુદ્ધીજ ક્યાંથી રહેત. જો હમણાં કોઇ સ્વારના ઘોડાની હેડે થઇને ગયું હોત તો કેવી મઝા પડતે તે હું કહી શકતો નથી, પણ એતો ઠીક જ કે રાજાના ઘોડાના ઘોડાના પગ તળે થઇને ગયું. વળી રાજા નેકી હતો તેમાં, નહીં તો એમ હુકમ કર્યો હોત કે તમે બધા થઇને સુવરને લઇ આવો તો ખબર પડત, પણ એક-વચની રાજા હતો તેથી એમ નહીં કીધુ ને પોતે ગયો. હવે સુવર જેવો નાઠો તેવો પાધાંધળના રાજમાં ચંદ રાઠોડ તથા પંક રાઠોડ એ બે ભાઇની વાડીમાં ભરાયો. વાડીમાં બંગલો હતો તેમાં પ-લંગ નાંખેલા હતા તેની નીચે જઇ સુવર બેઠો. ચંદ રાઠોડ તથા એક રાઠોડ બંને ભાઇઓ પોતાની વાડીમાં આવી ચોસરની બાજી રમતા હતા, પણ સુવર બેઠો તેની બેમાંથી કોઇને ખબર રહી નહી, મંજીપરમારે રેવંત કુદાવ્યો તેવોજ છમ દેઇને વાડીમાં કુદયો, મંજી પરમારે સુવરને વાસ્તે બધી વાડી ખોળી પણ સુવર જડયો નહી; વાડીના તમામ ઝાડ તથા રમણીક છોડવાઓ મારીને કચર-

બાળનુ કરી નાખ્યા, એટલે વાડીના રખવાળે આવી ચંદ રાઠોડને જાહેર કરયું.

વાડીવાળો—સાહેબ કોઇ મુસાફરે આપણી વાડીમા આવી બધી જગ્યાએ ઘોડા ફેરવીને તમામ છોડનો નાશ કરી નાંખ્યો એટલે ચંદ રાઠોડની નજર વાડીના માળી ઉપર ગઇ તો તુરત પેલા સુવરને પલંગ નીચે બણોજ હાંફતો બેઠેલો દીઠો, બે ભાઇએ વિ-ચાર કીધો કે કોઇ પણ રાજા શીકારપર ચડેલો હશે તેથી સુવર વાડીમાં આવ્યો એટલે તે રાજા પણ વાડીમાં આવ્યો, પણ જે જનાવર આપણે આશરે આવી બેઠું, તેને જયારે આપણે હાથે કરી મરાવવાને આપીએ ત્યારે આપણે રજપુત રાઠોડ શાના કેવાઇએ ? માટે સુવરને કોઇ કાળે પણ આપવું નહિ એવો વિચાર કરી ફક્ત ચંદ રાઠોડ વાડીમાં આવ્યો એટલે મંજી પરમારને વાડીમાં દીઠો.

ચંદ—અલ્યા ભાઇ તમે કેમ આવ્યા છો ?

મંજી—હમારો ચોર નાસીને તમારી વાડીમાં આવ્યો છે તે લેવાને.

ચંદ—હમે એ ચોરને તમને આપવાના નથી. ને હું તમને કહું તેનો જવાબ આપોઃ--

દોહરા.

કોણ દેશના રાજવી, કોણ તમારૂં ગામ;
કોણ રાયના બેટડા, શું છે તમારૂં નામ. ૧
કેમ તમે અહીં આવીયા શું છે તમારે કામ

આવો બેસો વાડીમાં, આ છે હમારા ધામ. ૨
ચંદ રાઠોડ મુજ નામ છે, આ છે હમારૂં રાજ;
બીજો છે મુજ બંધવો, કરે સભાનાં કાજ. ૩
તમને પુછું એટલું, આવ્યા કોને કાજ.
તે વીરા કહો હેતથી, કેમ છોડયું તમ રાજ. ૪
વળતું મંજી બોલીયા, સુણજો બંધવ વાત;
શીકાર કરતો હું આવીઓ, આવી પહોચ્યો આ વાસ ૫
ગઢચંપાનો રાજીઓ, રજપુત કેરી જાત;
બાલામંજી મુજ નામ છે, જેજેવંતી મુજ માત. ૬
પિતા મારો રાજીઓ, માણેકદે પરમાર;
સોળ વરસ તો વહી ગયાં મરણ પામ્યો તે ઠાર. ૭
કેદી આવ્યો તમ કને, તમો આપો રાજન,
ધીરજ ધરીને પરવરૂ, હું બોલું સત્ય વચન. ૮
જો ન આપો મુજ ચોરને, વિપરીત થાશે વાત;
કેદી આપો મુજ હાથમાં, તો હું બેસું તમ પાસ. ૯
ચંદ કહે તમે સાંભળો, શરણ આવ્યો મુજ પાસ
રાઠોડ મારી જાત છે, નવ આપું તમ હાથ. ૧૦
આવો બેસો હેતથી, પીઓ કસુંબો પ્રીત,
હેત રાખી તમ પરવરો, રાજવળાની રીત. ૧૧
હતી મેઠી ત્યાં વાડીમાં, પંકજ બેઠો સાર;
હંકાર ધારી મન વિશે, આવ્યો મોહોલની બહાર. ૧૨
આવી કરીને બોલીયો મુરખની તે જાત;
કેદી ન આપું કર વિશે, જુદ્ધ કરૂં તુજ સાથ. ૧૩
લાગ્યો ગુસ્સો મંજીને, સાંભળ પંકજ વાત;

પુછો રાણીને જઇ કરી, કરો યુદ્ધ મુજ સાથ. ૧૪
પંકજ ત્યાંથી ચાલીગોં, આવ્યો મોહોલ દરમ્યાનઃ
પુછવા લાગ્યો રાણીને, ધરે શક્તિનું ધ્યાન. ૧૫
ચંદ કહે સુણ બંધવા, નવ કરશો તમ જુદ્ધ,
સલાહ રાખી તમ પરવરો, છે બંધવ મુજ મુદ. ૧૬
મંજી બોલીયા હેતથી, હું બોલું છું બોલ,
કેદી લઇ હું પરવરૂં, કરો એનું તમ તોલ. ૧૭
કરૂં જુદ્ધ રૂડી રીતથી. નવજાવું હું આજ;
કવી કહે સત માનજો, થશે મંજી મન કાજ ૧૮

ચંદ રાડોડે મંજીપરમારને ઘણો સમજાવ્યો પણ મંજીપરમારે માન્યું નહિ પંક રાડોડ જેવો ગયો તેવો પોતાના મોહોલે ગયો એટલે પોતાની રાણી માન આપી હાથ જોડી ઉભી થઇ.

પંક--હે રાણી હું તને કાંઈ પુછવા આવ્યો છું.

કેસર--સ્વામીનાથ જે ઇચ્છામાં આવે તે પુછો.

પંક--એક સુવર નામનું જનાવર ગઢચંપામાંથી નાશી આવ્યું છે, તે આપણા રાજમાં આવી જ્યાં અમારી વાડીમાં અમે બે ભાઇ બેસીએ છીએ ત્યાં આવી ચંદ રાડોડના પલંગ નીચે બેઠું તેનો શિકાર ગઢચંપાના રાજા માણેકદે પરમારનો પુત્ર બાલામંજી આવેલો છે, તે અમારી પાસે સુવર માગે છે ને અમો કહીએ છીએ કે તમને કદાપી કાળે સુવર આપવાના નથી, તેમ મંજીપરમાર કહે છે કે હું સુઅર લીધા વિના જવાનો નથી ત્યારે અમે કહ્યું કે યુદ્ધ કરીશું, પણ તમને સુવર આપવાના નથી, ત્યારે કહે છે જે ફીકર નહીં જુદ્ધ કરવા તૈયાર થાઓ. ફક્ત પોતે તો એકલો ઘોડેસ્વાર છે, ને એટલી બધી હિંમત કેમ રાખે છે? માટે હું

એનો તોર ઉતારી નાખુ, તેથી તમને પુછવા આવ્યો છું.

કેસર—માહારાજ, સુઅર જનાવર આપી દો. પણ મંજી-પરમાર સાથે જુદ્ધ કરવા જશો નહી.

પંક—હમે શું અશક્તિમાન છઇએ ?

કેસર—પણ મહારાજ, મંજીને પહોંચી શકવાના નથી.

પંક—તમે સ્ત્રી જાત શું સમજો હું રજપુતની જાત થઈ મારા બાપનું પોત ખોઇ નાંખુ ! ! !

કેસર—હે સ્વામીનાથ, તમારામાં પોત છે તે બીજા સાથે પ્રકાશવું, પણ બાલામંજી સાથે પ્રકાશવાનું નથી. જુઓ કે અજવાળી રાત પડે છે ત્યારે નવ લાખ તારા આકાશ વિશે ઝગઝગે છે, તેમાં ધરૂવરનો તારો અતીશય તેજમાન છે કે દરિયામાં તેને આધારે વાહાણનાં વહાણ ચાલ્યાં જાય છે. તેમ બ્રહસ્પતીના તારાનો ચળકાટ પણ તેના જેવો જ છે. પણ પૃથ્વી ઉપર તેનો ચળકાટ મારતો નથી તેમ બીજા ઘણા તારા પ્રકાશીત છે. પણ જ્યારે ચંદ્ર ખીલે છે, એટલે બધા તારા ઝાંખા પડી જાય છે, તમે તથા તમારા ભાઇ મંજીની આગળ તારા જેવા છો, ને મંજી ચંદ્ર જેવો છે તેથી જુધની વાત મુકી દઇ સુઅર આપી દો, ને નિરાંતે બેસો.

પંક—મંજીપરમાર જાતે એકલો છે, અને તુ એનાં એટલાં બધાં વખાણ કરે છે તેનું કારણ તું મને કહે. શું તું નથી જાણતી કે અમો રાઠોડ છીએ ઘણાં ખરા રાજા અમને ખંડણી ભરે છે, તથા અમારાથી ત્રાસ પામે છે.

કેસર—જુઓ મંજીપરમારના પ્રાક્રમની વાત કહી બતાવું, તે એક દિલથી સાંભળો, મારૂં પિઅર પુરબાહેશથી ૨૦ ગાઉ આઘું થાય છે જ્યારે મારા પીતા ચંદ્રજય રાજાને ત્યાં ગયા હતા.

તે વખતે પુરબાદેશમાં મંજીપરમાર પરણવા આવ્યા હતા. તે પટરાણી અસલની મારી બેનપણી છે વળી કાળકાજી તેની ઉપર અત્યંત પ્રસન્ન છે.

### રાગ ભુજંગી

આલામંજીને દેવનો દેવ જાણો.
એને માથે છે કાળકાનો પુર સાથ,
કદી જુદ્ધમાં ન થાએ પાછી પાહાણી,
કેસર રાણી કહે સાંભળો વિનતી મારી, ૧
પુરબાદેશમાં મંજી તો આવ્યો પરણવા,
રાજા ચંદ્રજય ન ગયો ત્યાંજ નમવા,
કેસર રાણી કહે સાંભળો વિનતી મારી. ૨
હતાં ચાંદો ટીલો બે મામાનાં નામ,
તેણે કીધાં ઘણાં અશુભ કામ,
પુરબા દેશના રાજ્યમાં ફાંસ મારી,
કેસરરાણી કહે સાંભળો વિનતી મારી. ૩
પરણાવું નહી પુત્રી એવો નેમ લીધો,
એટલે દેવીએ સોનાનો કોટ કીધો;
કીધા રૂપાના સાથે દરવાજા બારી,
કેસર રાણી કહે સાંભળો વિનતી મારી. ૪
રાજા ચંદ્રજય તો પોતે. મન બીધા,
સમજી મન વિચાર તો લગન કીધાં;
પરણ્યા મંજીપરમાર ત્યાં શુભ નારી;
કેસર રાણી કહે સાંભળો વિનતિ મારી. ૫
ગુંડવણ દેશ મારી તેનું રાજ લીધું.

જુગત અંબાએ તો એનું કામ નથી કીધું
ઘણાં કામ કીધાં માથે પુત્ર જાણી,
કેસર રાણી કહે સાંભળો વિનતિ મારી. ૬
એક દૈત્ય આવી ખાવા મંજી ધાયો.
તુરત મંજીએ તો તેને ત્યાં જ માર્યો;
મોટા જોધા માર્યો જુગો પ્રેમ આણી.
કેસર રાણી કહે સાંભળો વિનતી મારી. ૭
તમે મનજી સાથે ગયા જુદ્ધ કરવા;
સ્વામી જો ગયા તો આવ્યું મોત મરવા;
માનો ઉછી શીખામણ નાથ મારી,
કેસર રાણી કહે સાભળો વિનતી મારી. ૮
કવિ કહે છે સાચું તમે ચિત ધરજો.
સતી નાર હોય તો તેનું કહ્યું કરજો,
સતી નાર બોલે નવ ફરે પાછી વાણી,
કેસર રાણી કહે સાંભળો વિનતી મારી. ૯

કેસર—હે સ્વામીનાથ તમે જુદ્ધ ઉપર ચડવાની વાત મુકી દો,

પંક—ત્યારે હું જુદ્ધ કરવા નહીં જાઉં ?

કેસર—ના, તેવોજ પોતે રાણીના મોહોલમાંથી ઉઠીને જ્યાં પોતે ભાઇ ચંદ રાઠોડ બેઠેલો હતો ત્યાં આવ્યો.

ચંદ--કેમ ભાઇ ત્યારનો ક્યાં ગયો હતો ?

પંક—હું મારે મોહોલે ગયો હતો,

ચંદ--ભાભીએ શું કહ્યું !

પંક—( ધીમે ધીમે ) જુદ્ધ કરવાની ના કહી.

ચંદ—ત્યારે હવે આપણે કેમ કરીશું ?

પંક—તારૂં ધ્યાન પહોંચે તેમ કરવું.

ચંદ—આપણે બે એક માબાપના પુત્ર છીએ માટે જેવા મંજીપરમાર રજપુત છે તેવા આપણે પણ રાઠોડ કહેવાઇએ છીએ ને જો કદાપી સુવર આપીશું તો જગતમાં એમ કહેવાશે કે મંજી-પરમારથી બીધાં ને સુવર આપ્યું. પછી આપણને કોઇ રાજા ગણશે નહીં ને તુરત આપણી સાથ મંજીપરમાર જુદ્ધ કરવા ઉભા થશે. કેમકે આપણામાં કેટલું બળ છે તે તે જાણી જશે, માટે આપણે કોઈ દીવસ પણ સુવર આપવું નહીં ને જુદ્ધ કરવાનું કહે તો કરવું, હવે તારી શી મરજી છે ? જો તારે રાણીનું કહ્યું કરવું હોય તો તેમ કરો, ને મારૂં કહ્યું માનવું હોય તો તેનો જવાબ દો, પછી મેં જે ધાર્યું હશે તે હું કરીશ.

પંક—હું કાંઇ રાણીનું કહ્યું માનતો નથી; તમારે જુદ્ધ કર-વાની મતલબ હોય તો આપણે તૈયાર છીએ.

ચંદ—અલ્યા ભાઇ ત્યારે તું લડાઇનો પોશાક પહેરી ઝટપટ આવ, ને હું પણ તૈયાર થઇ આવું છું.

ચંદ-પંક--( મંજીને ) તમારે જુદ્ધ કરવા તૈયાર થવું, ને હમે પણ તૈયાર થઈ આવીએ છીએ.

મંજી--ઘણું સારૂં, હવે બંને ભાઇઓ જુદે જુદે મોહોલે લુગડાં પહેરવા ગયા. પંક રાઠોડ પોતાને મોહોલે ગયો, એટલે કેસર રાણી વિચારમાં પડી, અને પોતાના સ્વામીને પુછવા લાગી.

કેસર—કેમ મહારાજ, તમે કેમ પાછા આવ્યા.

પક—મારો મોટો ભાઇ જુદ્ધ ઉપર ચડે, ને મારાથી બેશી રહેવાય નહી.

**કેસર**—જ્યારે એમ છે ત્યારે મંજીપરમાર પર પહેલો ઘા તમે કરશો. નહીં. તમારા મોટા ભાઇને કરવા દેજો.

**પંકુ**—ઘણું સારૂં, એમ કહી પોતાનો સુરાઇ પોશાક પહેરવા માંડયો, તથા હથીઆર બાંધવા માંડયા.

ચંદ રાઠોડ પોતાના બક્તર પહેરી તથા હથિયાર લઇ પોતાની રાણી ભદ્રાને મળવા ગયા. ભદ્રા રાણી ઘણી સતી હતી, પોતાના સ્વામીનો બોલ જરા ઉથાપતી નહોતી; જેવા ચંદ રાઠોડ ભદ્રા પાસે આવ્યા, એટલે ભદ્રા રાણીએ હાથ જોડીને પોતાના સ્વામીને આદરમાન આપી હાથ ઝાલી પલંગ પર બેસાડયા.

**ભદ્રા**—હે સ્વામીનાથ, આપનો ચહેરો આજ ભયંકર જેવો દેખાય છે, ચંદ રાઠોડે મંજીપરમારને વિશે જે હકીકત બની હતી તે બધી પોતાની રાણીને કહી સંભળાવી.

**ભદ્રા**—હે સ્વામીનાથ, તમારા ભાઈ કેસર રાણીના શીખવવાથી જુદ્ધ ઉપર ચડવાના નથી, ને કદી જુધ ઉપર ચડે તો પણ અગાડી પડી લડવાના નથી. પણ તમારા પીતાનું નામ રાખવાવાળા તમે છો, માટે તમારે ડરવું નહીં, કેમકે જે વાત કરમમાં લખેલી છે તે બનવાનો વખત નજીક આવ્યો છે, તે બનાવ પહેલું હરખાવું જોઇએ. શોક કરવો મીથ્યા છે, માટે હું તો હરખ રાખું છું.

**ચંદ**—હે પ્યારી, તારા બોલવામાં મને કાંઇ સમજ પડી નહીં. માટે જે બનવાની હકીકત હોય તે મને કહે.

**ભદ્રા**—હે સ્વામીનાથ, પ્રથમ મંજી સાથે લડાઇ કરશો તેમાં મંજીપરમારનું માથું કાપી નાંખશો, પણ એ પાછો સજીવન થઇ તમને મારશે એમાં કાંઇ પણ સંદેહ નથી, કદાપી આ સમયે હું

આપને ના કહું તોપણ તમે મારૂં કહ્યું માનો એમ નથી. કેમકે વિધાત્રાના લેખ પાછા ફરવાના નથી.

ચંદ--અરે પ્યારી તારી બોલી મને આ સમયને વિશે ઘણી ન્યારી લાગે છે, તેનું કારણ શું?

ભદ્રા—હે સ્વામીનાથ, તમારે માથે મૃત્યુ આવેલું છે. એટલે મારી બોલી તમને ઘણી મધુરી લાગતી હશે.

ચંદ--અરે! ત્યારે મને તારા જેવી રૂપાળી તથા સદગુણી સ્ત્રી ક્યાં મળવાની હતી?

ભદ્રા—હે સ્વામીનાથ તેની તમારે ફીકર ચીંતા કરવી નહી હું તમારી સાથે છઉ એમ જાણજો, તમે જ્યાં હશો ત્યા આપની જ થઇશ એમ નક્કી સમજવું.

ચંદ—હે પ્યારી તેતો ઠીક. પણ તે કહ્યું કે મંજીપરમાર સજીવન થઇને પાછો મને મારશે એ તે શું કહેવાય, ને એને સજીવન કોણ કરવાનું ને એનાં કેવા પ્રાક્રમ છે, તે બધું મને કહી સંભળાવે તો હું આનંદથી યુદ્ધ કરૂં.

ભદ્રા—હે સ્વામીનાથ સાંભળો. સઘળી હકીકત હું તમને કહું.

### દોહરો.

રાઠોડ શ્રવણે સાંભળો, તેનો કહું વિસ્તાર;
ગઢચંપાનો રાજીઓ માણેકદે પરમાર. ૧
ચક્રવતી થાવું હતુ, ધારેલું મન કામ;
માટે રાજ લીધાં ઘણાં, બાકી કોણજ કામ. ૨
ઘણાં રાજ જીતી વળ્યો, આવ્યો પોતાને દેશ;
દીવાન પ્રત્યે બોલીઓ, ક્યાં કરશું પ્રવેશ. ૩

દીવાન મુખથી બોલીઆ, સુણો રાય તમે મન;
હકીકત કહું બે રાજની, પ્રથમ કહું ગુંડવણ. ૪
જોદ્ધા મોટા પ્રાક્રમી, એક એકથી સાર;
ગુંડવણુ છે માહા વાંકડો, કરજો મન વિચાર. ૫
રાજા મુખથી ઓચર્યો, લખો પત્ર હમણાંએ;
કાસદ જલદી મોકલો જઈ આપો કર માંહે. ૬
લખ્યો પત્ર ઘણી પ્રીતથી, ખંડણી લેવા કાજ;
કાસદ ત્યાંથી પરવર્યો, ગયો ગુંડવણને રાજ. ૭
પત્ર વાંચ્યો મન હોંશથી. બોલ્યા સરવે જન,
જા કહેજે તુજ રાયને, છે લડવાનું મન. ૮
કાસદ પાછો આવીયો, કહ્યા સરવે સમાચાર,
જુદ્ધ કરવા પરવર્યો. ગુંડવણને દરબાર. ૯
ગુંડવણુ લોકે મારીયો, માણેકદે પરમાર,
તેનો પુત્ર પરવર્યો, મંજીરાજકુમાર, ૧૦
લીધુ વેર પીતા તણું, જીત્યો ગુંડવણુ રાયે;
સઘળા ગુંડવણુ મારીયા, કાળી માત ઘણી સાહે. ૧૧
ભાણેજ ગુંડવણુ લોકનો, ભુર્યો જેનું નામ;
માહા બળવંતો રાજીઓ, નવ હતો તે ઠામ. ૧૨
પરણવા ગયા પર રાજ્યમાં. પરણી લાવ્યો નાર;
કંકુરાણી સુલક્ષણી, દેવી તણો અવતાર. ૧૩
સતી હતી ઘણી નાર તે, વચન કહાડે મુખ બહાર;
વચન કદી તે નવ ફરે, ઘણી સતી તે નાર. ૧૪
કંકુરાણીના સ્વામીને, માર્યો મંજીએ સાર;
હત્યા થઈ તે મંજીને, શ્રાપ દીધો તે ઠાર. ૧૫

તે શ્રાપ આપી ચડયો, જુદ્ધ કરશે તમ સાથ:
તેનું શીશ તમે છેદશો, સુણજો સ્વામી નાથ. ૧૬
ત્યારે કાળી આવશે, સજીવન કરશે રાથ,
મરાશો તમે પલકમા, કહેાે તમને મદીમાથ. ૧૭
લખ્યુ મૃત્યુ તમ કર્મમા હું જાણું આ ઠાર;
ચિંતા તજજો દીલથી, સુખ ભોગવ્યાં અપાર. ૧૮
ચંદ ઘણો ખુશી થયો, ધન ધન ભદ્રા નાર,
જુદ્ધ કરૂં હું રણ વિષે, કરે જેમ કીરતાર, ૧૯
એમ કહી ચંદ ચાલીગો, આવ્યો વાડી મોઝાર.
બોંયરા મધ્યે પરવર્યો ઘોડી કાઢાડી ત્યાં બહાર. ૨૦
કાળી હેમળ નામનો, બળવંતી અપાર.
ઇંદ્ર સભામાં પરવરે રેવંત કરતા સાર, ૨૧
જલદી ઉડે આકાશમા, જાયે મધ્ય પાતાળ,
એવી કાળી હેમળી, ઘણી હતી વીકાળ, ૨૨
આસન પોતે માડયું. થયો ઘોડી અસ્વાર,
બંધવ લેખ આવીગો. જ્યાં છે રાજકુમાર. ૨૩
એટલે મંજી ઉડીગો, આપ થયો અસ્વાર;
ખેડયો ઘુરી મેદાનમાં, ક્ષણ ન લાગી વાર. ૨૪
સામા સામી થઇ ગયા, મંજી બોલ્યા બોલ;
ચંદ રાઠોડ તમે સાંભળો, કરજો એનું તોલ. ૨૫
મારે માથે શ્રાપ છે, જુદ્ધ કરૂં આ ઠાર;
કવિ કહે ચિત રાખજો, કાળી માત કરનાર. ૨૬

હવે ચંદ રાઠોડ તથા પંક રાઠોડ એ બંને ભાઇએ આવી લડાઇ શરૂ કરી ચંદ રાઠોડની ઘોડી કાળીઆ રેવંતને ટકોરે મારે એવી

હતી. કેમકે તેની ગતી ઈંદ્ર સભામાં જાય એટલી હતી, તેમ પાતાળ વિશે પણ જાય એવી ઈંદ્રરાજની અપસરાની આપેલી હતી હવે બંને સામસામા રણમાં એકઠા થયાં, જુદ્ધ કરવા માંડયું તેમાં પ્રથમ ઘા મંજી પરમારે ચંદ રાઠોડ ઉપર કીધો એટલે ઘોડી ઉડી તેવોજ મંજીનો ઘા ખાલી ગયો.

ચંદ—અરે બંધવ 'ઘા એવો ન કરીએ, જુઓ ઘા એવો કરીએ એમ કહી ઘોડીને જમણા પગની ઠેશ મારી તેવીજ ઘોડી સરરરરરરર દઈ મંજીના રેવંત ઉપર ઉતરી એટલે ચંદ રાઠોડે મંજી પર સમશેરનો ઘા કર્યો એટલે મંજીનું મસ્તક ઉડયું, પણ મસ્તક ઉડતાં મુખમાંથી " કાળી " શબ્દ નીકળ્યો; તેવાંજ કાળીકાજી હાથમાં અમ્રીતનો કુંપો તથા કાળભેરવને લઈ આવ્યાં, ને તુરત મસ્તક ઉપર અમ્રીત સીંચી સજીવન કર્યો, તેવોજ મંજીએ ફેરવીને ઘા કર્યો અને ચંદ રાઠોડનું મસ્તક કાપી નાંખ્યું. ને તેના ભાઈ પંક રાઠોડને બાંધી દીધો ને પોતે જે વાડીમાં મુકામ કીધો હતો ત્યાં આવ્યો ભદ્રારાણીને ખબર પડી એટલે પોતાના સ્વામીનું મસ્તક લઈ બળી મુઈ. આ બાઈ પણ પદમનીના જોડાની હતી.

પંક રાઠોડે મંજીપરમારની અનેક પ્રકારની વિનંતી કરવા માંડી.

મંજી—તારા રાજ્યની ચોથાઈ ગઢચંપાના રાજાને ત્યાં આપવી એવો લેખ કરી આપે તો છોડું, નહીંતો તારો દેશ હમણાં સર કરી લઈ તને કેદ કરૂં છું.

પંક—હાજી મારે ચોથાઈ આપવી કબુલ છે ને હું તમને લેખ કરી આપું છું. માટે આપ મારે મહોલે પધારો.

મંજી—હું તમારે મહોલે આવવાનો નથી, અહીંયાં લખી આપો પછી પંક રાઠોડે તાંબાનું પતર મંગાવ્યું. ને પોતે એવો લેખ

લખી આપ્યો કે જયાં સુધી ગઢચંપાનું રાજ્ય છે ત્યા સુધી પાધાં-ધલના રાજયનો ધણી એ રાજ્યની ચોથાઈ ગઢચંપાના રાજાને ત્યાં ભરે ને ન ભરે તો આ રાજ્ય એ રાજા છીનવી લે એવી અમો કબુલત આપીએ છીએ.

એ પ્રમાણે મંજીપરમારે પંક રાઠોડ પાસે લખાવી લીધું ને સુવર તથા લેખ લઇ પોતાના રાજ્ય ભણી વળ્યા. તે થોડેક દિવસે ગઢચંપામા આવ્યા.

પછી સુવરને શેહેરના દરવાજા બહાર એક ઝાડે બાંધી બંદુકની ગોળી મારી પ્રાણ કાઢી નાંખ્યા. સુવર માર્યો તેથી આખા શેહેરના લોક ખુશી થયા. પોતાના મોહોલમા માતા જેજેવંતી, રાણી પદમનીના તથા શુરા સામળ, બેન રત્નાવળી વિગેરે આ પ્રાક્રમ જોઈ ઘણા ખુશી થતા હતા.

બીજે દિવસે જે વખત રાજસભા ઠઠાઠઠ ભરાઇ બેઠી હતી તે વખતે પંક રાઠોડના હાથનો લેખ લખાવેલો હતો તે પોતે દીવાનના હાથમા આપ્યો.

દીવાન—ઘણો ખુશી થઇ, સાહેબ અબ કોઇ દેશભી જીતનેકા નહીં રહ્યા, અને આથી સભા ઘણી ખુશી થઈ.

મંજીપરમાર ચક્રવર્તી થયા તેનું નિશાન ગઢચંપામા ઉડવા માડયું, હવે મંજી પરમારે સભામાં ઘણા ઈનામો વેંચ્યા ને પોતે ખાઈ પીને આનંદ કરતા હતા.

કાળીકાજીના એક દિવસ પણ સાક્ષાત દર્શન થયા વિના રહેતા નહીં ને કાળભેરવ પણ મંજીપરમારની પાસે રે'તા હતા.

જે માણસ એક ધ્યાનથી જુગતઅંબાની પુજા કરે છે તેને નિરન્તર અંબા પ્રસન્ન રહે છે. એવી આદ્યશક્તિની અકળકળા છે.

ભોજ રાજાના વખતમાં કાળીકાજી કાળીદાસને પ્રસન્ન હતાં, તેમ ચાંપાનેરમાં પતાઈ રાજાને હતાં. પણ પતાઇ રાજાની દાનત માજી ઉપર બગડી તેથી માજીએ એ રાજયનો નાશ કર્યો.

વળી ચુંવાળમાં બહુચર બાળી તે વલ્લભરામને પ્રસન્ન હતી કે જેને બહુચરાએ મોડ બાલી પરણાવ્યો હતો.

હરેક જન દ્રઢ વિશ્વાસથી અંબાની પુજા કરશે તેને મંજીપરમારના જેવું ફળ મળે, સત્યયુગ વારામાં મળશે તેની તો નવાઈ નથી પણ તેથી કળીયુગમાં અધિક મળે; પણ કળીયુગના વખતમાં એક ચીત રહેતું નથી. તેમ કળીયુગના માણુસો અતિ પાપી હોય છે. એટલે તેનાથી દેવી તથા દેવો એ સઘળા દુર રહે છે, પણ પુન્યવાન જે હોય છે ને જેના ઉપર પુન્યનોજ આશરો છે તેને ઇષ્ટ દેવતા કેવા પ્રસન્ન થાય છે તે કહેવાની મારી ગતી નથી. જે અંબાની ચાકરી કરે છે, તે જગતમાં પણ જીતે છે. ચાર યુગ કહેતેવાએ તેના. સત્યયુગ, દ્વાપર, અને કળીયુગ એ ત્રણ યુગમાં એક ધ્યાન રહે પણ તેની મુક્તિ થઈ શકતી નથી. કારણ કે સઘળી વર્ણ એક નીયમ ને એક ધર્મ પાળે તેથી કરી ઘણું સત્ય રહે તેથી ઘણોજ પુન્યવાન હોય તોજ તે સમયમાં તરે છે. નહીં તો તે તરતો નથી. ને કળીયુગમાં જુઠ, કપટ, દગલબાજી, તથા અભિમાન એટલી વસ્તુ ઘણાઓમાં રહે છે, તેથી થોડી ચાકરી સેવા કરવાથી ઇશ્વર પ્રસન્ન થાય છે માટે ઇશ્વરની બંદગી કરો કેમકે આખરે ધર્મે જય અને પાપે ક્ષય."

હવે મંજી પરમારે ઘણા દીવસ સુખમાં કાઢયા પછી પદમની રાણીને એક પુત્ર થયો, તેનું નામ શુન પરમાર પાડયું. શુનપરમારે મંજીપરમાર કરતાં કેવાં કેવાં પ્રાક્રમ કીધાં તથા સેવા ચાકરી

કરી કેટલા દેવતાઓ પોતાને આધીન કીધા તે વિશે એ ચોપડીને બીજે ભાગ છપાવવામાં આવશે, માતાજીને સેવા કરવા વિશે

દોહરા.

સુણજો લોકો જગતના, કહું છું સઘળો સાર;
ભક્તિ કરજો પ્રેમથી, તરશો સદા સંસાર. ૧
ઇષ્ટ દેવ પોતા તણો, ધ્યાન ધરજો એક મન;
સત્ય વચન હું ઓચરૂં, સુણજો સર્વે જન. ૨
સાચી દેવી સારદા, બુદ્ધિ આપી દાતાર;
થોડો ભેદ હું પામીયો, તરવાને સંસાર. ૩
ઉત્તમ જુગ છે ચાલતો, કળીયુગ એનું નામ;
સાચા દીલથી સમરણ કરે, થાશે તેનું કામ. ૪
ભક્તિ કીધી મંજુએ, પામ્યો સુખ સંસાર
મુક્તિ પામ્યો જુક્તિએ, ઉતર્યો ભવ પાર. ૫
શીખ લેજો સૌ મંજુની, કરજો જુગમાં નામ;
અનેક ફળતો પામશો, થશે મુક્તિનું કામ. ૬
ઇષ્ટ દેવી મુજ ચંડીકા, અધીક પુન્યની પાસ;
સદા આશરો એહનો, કહે નરોત્તમ દાસ. ૭

પ્રીય વાંચક આ વારતાનો અધુરો રહેલો ભાગ બાલામંજુની વારતા ભા. ૨ જો. એ નામની વારતામાં વાંચવા કૃપા કરશો કિમ્મત. ૧૨ આના પેસ્ટેજ ૩ આના જુદા. મળવાનું ઠેકાણું મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે-બુકસેલર-ત્રણદરવાજા-અમદાવાદ.



# ડાયનેમોની વ્યવસ્થા.

## MANAGEMENT OF DYNAMO.

આમાં ડાયનેમાની માહેતી ઘણી સારી આપવામાં આવી છે. જેમાં વિદ્યુત લોહચૂમ્બક, કાર્ય બળ અને શક્તિ, સરકીટ, ડાયનેમા, તેમાં વિભાગ, પસંદગી, તે ગોઠવવાની રીત, તેને ચલાવવાનાં સાધનો, ડાયનેમાનું જોડાણ અને સ્વીચબોર્ડ, એકયુમ્યુલેટરમાં વિદ્યુત ભરવાની રીત વિદ્યુત દિવા અને તેમનું જોડાણ, ડાયનેમોને ચાલુ કરવાની રીત, બે કે વધારે ડાયનેમોને સાથે જોડવાની રીત, ડાયમોને બન્ધ કરવાની રીત, ડાયનેમોમાં નડતી મુશ્કેલીઓ વિગેરે અગત્યની બાબતો છે. વિજળીનું કામ કરનારા કારીગરોને ખાસ ઉપયોગી છે. કીં. રૂ. ૨ાા પો. ૪ આના જુદા.

વિજળીનું ઉપયોગી પુસ્તક.

# વિદ્યુત અને વિદ્યુત ઉત્પત્તિ

આમાં વિજળી સંબંધી બાબતો પ્રારંભથીજ સમજાવી છે. આના સાત પ્રકરણો છે તેમાં વિદ્યુતવાહક, અર્ધવાહક, સાધારણ વાહક, યાંત્રિકવિદ્યુત, વિજળીનો દબાણ, એમ્પીયર, વ્હોલ્ટ, હર્સપાવર વિદ્યુતઘટ, બ્યાટરી, સેરીઝ, પ્યારેલેસ, ઘટની સર્વ સાધારણ માહીતી ડી. સી. કરન્ટ, એ. સી. કરન્ટ, શન્ટ, જનરેટર, આર્મેચર અને તે સંબંધીની માહેતી વિગેરે માહિતિથી ભરપુર છે. વિશેષ સમજણ માટે ૭૨ ચિત્રની આકૃતીયો આપી છે. રૂ. કીં. ૧ાાા પોસ્ટેજ ૪ આના.

# વિધુત અને વિધુત્ તારાની રચના.

## ( વિધુત અને વિધુત ઉત્પત્તિ ભા. ૨ જો )

આ પુસ્તક હાઉસ વાયરીંગ ઉપર સ્વતંત્ર રીતે લખાયેલું હોવાથી વાયરમેનોને તે સ્વર્ગીય દેણગી જેવું છે. એ લોકોમાં આ પુસ્તક ઘણુંજ લોકપ્રીય થયું છે. તારાની રચના સંબંધે ૨૮૫ પ્રશ્નો અને તેના જવાબો આપેલા છે. વિષય બરોબર સમજાય તે માટે ૧૩૮ ચિત્રો આપેલા હોઇ વિષયો ઘણી જ સરળ ભાષામાં આપેલા છે. ડ્રાયસેલ કરવાની રીત, ડ્રાયસેલનો મસાલો, પોટસેલ કરવાની સમજ, પોકેટ સેલ જોડવાની સમજ, પોકેટસેલ કેસમાં નાખવાની સમજ, ડ્રાયસેલની રચના, વાયરીંગ પદ્ધતિ–સેરીજ પ્યારેલલ–સેરીજ સેરીજ વિજળીની, નિર્જ્યોત બત્તીઓ, વિજળીની ચંદ્રજ્યોત બત્તીઓ, નલીકાદીપ, કાર્બન ફીલેમેન્ટ બત્તી, મેટલ ફીલેમેન્ટ બત્તી, પાણીના ક્રમવાર અને સેનાંતર પદ્ધતીના દાખલા, વિજળીનુ ઓછું થવું, ક્રમવાર અને સમાંત્તર પદ્ધતીના ફાયદા, અને નુકસાન, રેઝીસ્ટન્સ અને દાબાંતર એનો ફરક, ચોકીંગ કોઇલ, સ્ટેપઅપ અને સ્ટેપડાઉન, ટ્રન્સફાર્મર વાયરીંગ, વૃક્ષ અને પ્રસરણ પદ્ધતિ ઇન્શુલેશન વાયર સ્ટે. વા ગેઝના તારોનું કોષ્ટક સ્વીચ કટ આઉટ. સીલીંગરોઝ કેસીંગ પોરસ્ટેન કલીટની સમજણ, સીલીંગ રોઝ જોડવાના તારો અને તેમાંથી બત્તી અને પંખાની વાયરીંગ ફયુઝની સમજણ, અપૂર્ણકલીટ વાયરીંગ એક મજલાપરથી બીજા મજલાપર તારો લઇ જવાની પદ્ધતિ, પૂર્ણ કેસીંગ વાયરીંગ ફેન્લીની વાયરીંગ પદ્ધતિ, મણુ માર્ગી અને ટીકનેકટર અને તેના ઉપયોગ વૃક્ષ પદ્ધતિથી કરેલી વાયરીંગ ખુલ્લી અને બંધ પદ્ધતીમાં વાપરવાના તારોના કોષ્ટકો.

નિર્જ્યોત બત્તીઓ અને તેમની કીરણ શકતીઓ કાર્બન ફીલેમેન્ટ મેડલ ફીલેમેન્ટ અને હાફવૅાટ બત્તીના ગણીતો અને તેની ઓછી થનારી કીરણ શક્તિનાં ગણિતો, વાયરીંગમાં ન સમજતા થનારી

અને તેજ કાયમ રહેતી ભૂલો વગેરે ઘણા વિષયોનો સમાવેશ આ પુસ્તકમાં થયેલો છે. પૃષ્ટ સંખ્યા ૨૩૦ ગ્લેજ કાગળ છતાં કિંમત ફક્ત રૂા. ૧—૮—૦ પોષ્ટેજ જુદું ૭ આના.

# વિદ્યુત સ્વાવલંબન.

૦—૬—૦ ૭ આનામાં સેંકડો રૂપિયાનો બચાવ.

જેમને ત્યાં વિજળીના દિવાઓ તથા પંખાઓ છે. તેમને માટે ખાસ રાખવા લાયક. જેમને ત્યાં વિજળીના દીવાઓ હોય તેમને તે સંબંધી થોડી માહિતી હોવી જોઈએ. એ માહિતી મેળવવાથી વીજળીના મીટર કેમ ઓછા બળે, વિજળીના કોન્ટ્રાકટ સસ્તામાં કેવી રીતે કરાવી લેવા એની માહિતી હોય તો પૈસાનો ઘણો બચાવ થાય છે અને અકસ્માત થાય ત્યારે પણ આપણે તરત તેનો ઈલાજ લઇ શકીએ આ બધું જ્ઞાન જાણવા સારૂ આ લઘુ પુસ્તક પ્રકાશીત કરવામાં આવ્યું છે. આમાં ઘરમાના તારોની રચના અને તેના ગુણદોષ, આગ કેમ લાગે છે. તેને દુરસ્ત આપણે જાતે કેમ કરી શકીએ, અકસ્માતની વખતે આપણે શું કરવું વગેરેની સુચના, દરેક વસ્તુનો ઉપયોગ કેવો કરવો, વીજળીની બત્તી એટલે શું તે કેટલી જાતની હોય છે. તેની વીદ્યુત ગ્રહણ કરવાની સક્તી કેટલી છે. વીજળીનો ખરચ ઓછો કેમ કરવો, વીજળીનું કંટ્રાકટ કેમ આપવું. યોગ્ય ભાવ શું છે. કરકસર ક્યાં અને કેવી કરવી. માલધણી આમા કેમ ફસાવાય છે, ત્રાસદાયક દીવા કેવા હોય છે, અંધારૂં કેમ થાય છે વિજળીથી કંટાળી ખરચ ઘણો થાય છે. પાવર ન જોઇએ ? કેમ કહે છે અને તેનાથી કંટાળી કેમ જાય છે, તેની સાંગોપાંગ માહિતી આપેલી છે. ૩૬ ચિત્રો આપી ઘણી સરળતાથી સમજાવેલું છે. છતાં કિંમત ફક્ત ૦—૬—૦ પોષ્ટેજ ૪ આના જુદું.

મળવાનું ઠેકાણું—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—બુકસેલર
ત્રણ દરવાજા—અમદાવાદ.

# ધી એંગ્લીશ કૉરસ્પૉન્ડન્સ

## (કિંવા) હંમેશનો પત્રવ્યવહાર.

આ પુસ્તકમાં ગુજરાતી સાથે જ ઇંગ્રેજીમાં પત્રવ્યવહાર કેમ કરવો તેની સંપૂર્ણ માહિતી આપેલી હોવાથી ખાસ ઉપયોગી છે. આમાં જમવાનું, નિમંત્રણ, નિમંત્રણનો સ્વીકાર, અસ્વીકાર, ઉઘરાણી, રીપોર્ટ, દાક્તરને બોલાવવા સંબંધી, ભલામણ પત્ર, ભેટ મોકલવા સંબંધી, બેંકમાંથી રૂપીઆ મંગાવવા બાબત, મકાન ખાલી કરવા, નોકર રાખવા, અકસ્માત માટે દીલગીરી, પારસલ મંગાવવા બાબત, રજા માટે ચીઠ્ઠી, રજા રદ કરવા બાબત, રેલ્વેનો ડબ્બો રીઝર્વ કરાવવા બાબત, ભૂલી ગયેલી વસ્તુ મંગાવવા બાબત, સ્નેહીની માંદગી માટે દીલસોજી; તેનું ઉત્તર, સ્ટીમર સંબંધી પુછપરછ. તેનો જવાબ, પુત્રનો પિતા પ્રત્યેનો કાગળ, બ્હેનનું ભાઇ પરનું પત્ર, અરજી; મ્યુની. સેક્રેટરીને અરજી, રેલ્વે સત્તાધિકારીને અરજી, મુખત્યારની શાણુંક માટે અરજી, સર્ટીફિકેટ, વૈદકીય સર્ટીફીકેટ, પુસ્તક રજીસ્ટર કરવા બાબત, પગાર વધારવાની બદલી કરવા માટે અરજી, ફરીયાદ દેવરાવવા બાબત પોલીસમાં અરજ, જુના નોકર માટે ભલામણ પત્ર, ઉઘરાણી, તેના જવાબ, પહોંચેલા માલની કીંમત મોકલવા બાબત, નવી દુકાન ખોલ્યા વિષે, આડત બાંધવા સંબંધી, એક દુકાનદારને બીજી પેઢી સાથે સંબંધ શરૂ કરવા, તેનો જવાબ, મકાન ભાડું જણાવવા બાબત, મકાનમાં સમાર કામ કરી આપવાની શરત, હુંડી મોકલવા બાબત, હુંડીનાં નાણાં મળ્યા બાબત, ઘરનો વીમો ઉતારવા બાબત, મકાનનું ભાડું વધારવા બાબત કોઈ પેઢીમા રૂપીઆ જમે કરાવવા બાબત, મકાન ખાલી કરવાની નોટીસ મકાનનું ભાડું વધારવાની તથા ઘટાડવા બાબત, મંદવાડ મરણ તે સબંધી દીલસોજી પત્રો, અનેક કારણ માટે માફી માગવા તથા આપવાના જુદી જુદી જાતના પત્રો, ભાડાચીઠી અને દસ્તાવેજ વિશે ઘણી જાતના નમુના વિગેરે અસંખ્ય બાબતોના નમુના આમાં તૈયાર આપેલા હોવાથી તેમજ તે સાથેજ તેનું ગુજરાતી આપેલું હોવાથી ખાસ ઉપયોગી છે. એક વખત આ પુસ્તક તમે તમારા ટેબલ ઉપર રાખશો તો ખસેડવાનું મન થશે નહી. આજેજ મંગાવો કિં. ૧॥ પોસ્ટેજ ૦॥ જુદા.

# ઘર વકીલ

**આમાં દિવાની, ફોજદારી તથા રેવન્યુ કાયદાઓનો સંગ્રહ છે.**

કાયદાના હિમાયતીઓ, ઇંગ્રેજી નહીં ભણેલા, તેમજ કોર્ટ સંબંધીનું કામકાજ કરનારાઓ સારૂ આ પુસ્તક એક ઉત્તમ બક્ષીસ છે. જુજ બાબનો સારૂ વકીલ અગર બેરીસ્ટરોની ફી ભરવા કરતાં આ પુસ્તક પાસે રાખવું એ ઘણું જ લાભદાયક છે. આમાં ઇન્ડીયન પીનલકોડ ક્રીમીકલ પ્રોસીજરકોડ, ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટની વિશેષ સત્તા, રાજદ્વારી કેદીને દેશપાર કરવાનો, કારીગર અને મજુર, બજારો, તથા મેળા, ભાડાનાં વાહન, વીલેજ પોલીસ, છાપખાના, કારખાનાં તથા વર્તમાન, ઢોરના કમણ, ભટકતા યુરોપીયનો, નાટકના ખેલ, શીતળા, અફીણ આબકારી, પોલીસ, રેલવે. જનાવર ઉપર થતું ઘાતકીપણું અટકાવવા; સ્ટીમબોઇલર, એસ્ટાડીશન, ફેરી જણસો, મોટરવાહન, બાર થનારા પદાર્થો, વર્તમાન પત્રો, ફટકા પ્રેસ વીજળી ગુન્હા કરનારી જાતી, રાજદ્રોહી સભા કારખાનાં ગાંડા માણસો, જીંદગીના વીમા, ઘોડદોડની સરતો વૈદ્યકીય નોંધ રાખવા. પોલીસ ઓફીસરોના અખત્યાર હરકોઇ શખ્સના અખત્યાર પીનલકોટ મુજબના ગુન્હાનું પત્રક હિન્દુ ધર્મ શાસ્ત્ર, દત્તક, વીવાહ, વીલ વારસો, છુટાછેડા, ખોરાકી પોશાકી વિગેરે સર્વ બાબતો તથા પારસી લોકોનાં લગ્ન, તલાક વગેરે વગેરે બાબતો વારસનામું, તથા તે સંબંધીની જુદી જુદી બાબતો, મુસલમાની કાયદો, શાદી, તલાક. સગીર બક્ષીસ વકફ ખોરાકી પોશાકી વગેરે વગેરે બાબતો. અપકૃત્ય તથા એ સંબંધીના અધિકાર. ન્યાય સંબંધી હિન્દુ વિધવા પુનરલગ્ન દીવાની કોર્ટના દરવાજા કોઠે ફી

તથા તે સંબંધીની જુદી જુદી બાબતો હિન્દુ લોકોનાં વસીયત-નામાં પુરાવા તથા તે સંબંધીની જુદી જુદી બાબતો, કરાર તથા તે સંબંધની જુદી જુદી બાબતો સમ વિશેષ ન્યાય કરજદાર ખેડુતોને મદદ કરવા તથા તે સંબંધની જુદી જુદી બાબતો. પ્રોબેટ ત્રસ્ટ અને તે સંબંધની જુદી જુદી બાબતો. દીવાની કોર્ટમાં કામ ચલાવવા તથા તે સંબંધીની જુદી જુદી બાબતો મુદત તથા તે સંબંધની જુદી જુદી બાબતો દરવાજો તથા તે સંબંધની જુદી જુદી બાબતો. ગાંડા માણસની મીલકત ઉપર દેખરેખ રાખવા બાબત. જમીન મહેસુલ તથા તે સંબંધી જુદી જુદી બાબતો. જમીન ઉપરના હક્કપત્રો, લોકલફન્ડ વતન ભાગદારી તથા નરવા દારી સમરી સેટલમેન્ટ તાડાગીરાસ, મતાદાર તાલુકદારો કોર્ટ ઓફ વાર્ડસ તગાવી ઇનિકમટેક્સ ઇરીગેશન જંગલ, તમાકુ ખુશ્કીજકાત; જળ-માર્ગની ડયુટી, હિન્દુસ્તાનના બંદરો, દેશી ઉતારૂ લઇ જનારા વહાણો સુતરાઉ માલપરની જકાત સાર્વજનિક હોડી, ઘાટ સાર્વજનિક કામ સારૂ જમીન લેવા બાબત, ચલણી નોટો નાણાં, દસ્તાવેજના જુદી જુદી ઘણી જાતના નમુના વીગેરે ઘણી ઘણી બાબતો આમાં આપવામાં આવેલી હોવાથી સર્વ સાધારણો તેમજ થોડું ભણેલાઓને ખાસ સંગ્રહવા યોગ્ય છે. પાકું પુંઠું ગ્લેજ કાગળ બુજ પ્રતો શીલીકે છે છતાં કિંમત માત્ર રૂ. ૬-૦-૦ પોસ્ટેજ ૦-૧૨-૦ જુદા આજેજ મંગાવો.

# સચિત્ર ગુજરાતી મોટર ગાઈડ.

## ૧-૨-૩-૪-૫-૬ અને ૮ સીલેન્ડરની મોટરગાડી ચલાવવાની માહીતી આપનારૂ પુસ્તક.

આમાં એન્જીન અને તેના ચાર સ્ટ્રોક, સકશન સ્ટ્રોક અને ઇનલેટ સ્ટ્રોક, કોંપરેશ સ્ટ્રોક, પાવર સ્ટ્રોક, એકઝોસ્ટ સ્ટ્રોક, વોલ્વ એન્ડ કેમ, ડબલ દાદાનું કેમ શાફ્ટ, વ્હેલ્સના ટાઇમીંગ, વીગેરે. પેટરોલ, કારબ્યુરેટર, તથા કારબ્યુરેટર, બેટરી તૈયાર કરવાની રીત. એકયુમ્યુલેટર ચાર્જીંગ ઇનડકશનકોઇલ, સ્પારકિંગ પ્લગ, કોનટેક્ટ બ્રેકર, વ્હોલ્ટમિટર, ઇનશુલેટેડ વાયર, ડિસ્ટિબ્યુટર, બોસમેગનેટિક મેક એન્ડ બ્રેક સ્પારકિંગ પ્લગ, મેગનેટો, આરમ્યુચર, મેગનેટો કોનટેક્ટ બ્રેકર અને ડિકસ્ટ્રીબ્યુટર, ટાઇમીંગ ટીપરને મેગનેટો કેવો બેસાડવો, સીંગલ સીલેન્ડર ડમડોઇલ વાયરીંગ, ડબલ અને ચારસીલેન્ડરનું વાયરીંગ, સીલેન્ડર. વાયરીંગ ઓર્ડર, ડબલસિલેન્ડરના ક્રોક, ત્રણ સિલેન્ડરના એંજીનની માહેતી, છ સીલેન્ડરના એંજીનનો ક્રોક, વાયરીંગ વોટર કુલીંગ સિસ્ટીમ. ટયુબીલર રેડિએટર થરમોસાવફ્જ વોટર કુલીંગ સિસ્ટીમ, વોટરપંપ, કલચેસ, લેધરકોનકલચ, પ્લેટસકેસીંગ, ફેરવનારી મોટી પ્લેટ, ફરનારી નાની પ્લેટ, કંપલીટ કલચપ્લેટ, ડિફ્રેન સિયલ ગિયર, ચેનમડગાર્ડ, સ્ટિયરીંગ ગિયર, લેદર બાઇન્ડીંગ હેંડબ્રેક, ઇનટર્નલ એકસ પેડીંગબ્રેક ગ્રોટલ લિવહર અને એકસલીરેટર, ગબ્હર, ટાયરમાં હવા ભરવાનો પંપ, ટાયરમાં હવા ભરવાનું કોષક, ટાયર કાઢવા, ટાયર અને ટયુપનો જથ્થો, મહત્વની સુચના વિગેરે ઉપયોગી બાબતોનો આમાં સમાવેશ છે. પુસ્તકમાં સમજ ખાતર ઠેકાણે ઠેકાણે તેના ભાગના ચિત્ર આપવામાં આવેલ છે. કિ. રૂ. ૨-૦-૦ પોસ્ટેજ ૦-૪-૦ આના જુદા.

# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક

અથવા

# અદ્ભુત વિદ્યાઓનો મહાસાગર.

આ પુસ્તકમા નીચેની ૧૩ વિદ્યાઓ આપેલી છે. પૃષ્ઠ સંખ્યા ૪૨૦ સોનેરી પાકું પુંઠું, ૧૩૮ પરિચ્છેદોમા એકંદરે ૯૬૯ બાબતોની માહિતી અને ૧૦૯ ચિત્રો અથવા આકૃતિઓ આપેલી છે. આવો સંપૂર્ણ વિગતોથી ભરેલો ગ્રંથ હજીસુધી ગુજરાતી ભાષામાં બહાર પડયો નથી. મૂલ્ય માત્ર રૂ. ૫. વી. પી. થી મંગાવનારને એકંદરે રૂા. ૫-૯-૦ ખર્ચ થશે.

૧ માનસ વિદ્યા અથવા મેન્ટલ સાયન્સ, ત્વચા, આખ કાન, નાક, જીભ એ ઇંદ્રિયોની શક્તિની માહિતી અને તેને કેળવવાની રીતો. ૨ આકર્ષણ વિદ્યા અથવા પર્સનલ મેગ્નેટિઝમ. મનુષ્યમાં રહેલી આકર્ષણ શક્તિને કેળવવાની અને તેનો ઇચ્છા મુજબ ઉપયોગ કરી બા માણસનું આકર્ષણ તથા વશીકરણ કરવાની અનેક રીતો. આકર્ષણ શક્તિને પ્રસારવાની અને તેવી શક્તિવાળા માણસના પંજામાંથી છૂટવાની રીતો. ( ૩ ) મસ્તક વિદ્યા અથવા ફ્રેનોલૉજી. માણસના મસ્તકની જુદી જુદી શક્તિ અને તેના માથા પર હાથ ફેરવીને જાણી લેવાની રીત, અનેક ચિત્રો અને સંપૂર્ણ સમજુતી સાથે. ( ૪ ) માનસ સંદેશ વિદ્યા અથવા મેંટલ ટેલીપથી વિચારશક્તિ કેળવીને એક બીજા તરફ માનસિક સંદેશા કેવી રીતે મોકલી શકાય ને ચિત્રો સાથે સમજાવેલું છે. તર્કવાચન અથવા માઇન્ડ રીડીંગ અને મેન્ટલ ફોટોગ્રાફી પણ સારી રીતે સમજાવેલી છે.

(૫) **મોહીની વિદ્યા અથવા મેસ્મેરીઝમ** હાથ ઉતારા વડે માણસને મેસ્મેરીઝમની શક્તિથી ઉંઘાડવો, તેની કુટેવો સુધારવી, દર્દો મટાડવા, તેની પાસે કાર્યો કરાવવા, જુદી જુદી જાતના હાથ ઉતારા, પશુ-પક્ષી-મનુષ્ય સર્વને હીપ્નોટાઇઝ કરવાની સહેલી અને અસરકારક રીતો ચિત્રો સાથે આપી છે. (૬) **પ્રેતાવહન વિદ્યા અથવા સ્પીરીચ્યુએલીઝમ** ભૂત પ્રેતને બોલાવવાની અને તેમની સાથે, વાતો કરવાની અનેક રીતો, ભૂતોના ફોટોગ્રાફો, ભૂતોના ચમત્કારો બનવાના કારણ, ભૂતનો વળગાડ મટાડવાની રીતો, એ બધું સંક્ષેપમાં આપ્યું છે. (૭) **ત્રિકાળ દર્શન વિદ્યા** હઝરત, કાજળી, ત્રિકાળ દર્શન આપનાર ત્રિકાળદર્શી વીંટી, પ્લેંચેટ વગેરે બનાવવાની અને વાપરવાની રીતો. (૮) **મંત્ર વિદ્યા** મંત્રોમાં રહેલી શક્તિ, મંત્રોને આધીન દેવતા કેમ રહે છે. મંત્રકાળે સફળ થાય તે બતાવનારી રીતો, અને મોહન, વશીકરણ, આકર્ષણ, મનઃકામનાની સિદ્ધિ, અનેક દુઃખ દર્દ મટાડવ, સાપ-વીંછી ઉતારવાની ઇત્યાદિના સેંકડો સંશોધન કરેલા મંત્રાનો મહાસાગર. (૯) **યંત્ર વિદ્યા** પંદરો, વાસો, શત્રુ પીડાનો, કષ્ટ નિવારણનો પ્રેત કાઢવાનો, વશીકરણનો મંગળકારી, આદાશી મટાડવાનો ઈત્યાદિ અનેક યંત્રોને પ્રાચીન ગ્રંથોમાંથી પ્રાપ્ત કરીને છાપેલો છે. (૧૦) **તંત્ર વિદ્યા** ઇંદ્રજાળના ચમત્કારિક પ્રયોગો જેવા કે સ્ત્રીને વશ કરવાનો, મોહન, સંતાન, વશીકરણ આકર્ષણ સુવર્ણ બનાવવું, કોર્ટ કચેરીમાં જય મેળવવો, ભૂતબાધા નિવારણને અને શરીરના રોગો મટાડવાના અનેક તાંત્રિક પ્રયોગોનો સંગ્રહ. પ્રયોગો સહેલાઇથી ઘર આંગણે થઈ શકે તેવો છે. (૧૧) **સ્વપ્ન વિદ્યા** ભૂમિ, પાણી, સૂર્ય, જીવડાં, પશુ પંખી, ધાતુઓ દુખ દર્દો, ધાન્યો ઇત્યાદિ અનેક પ્રકારનાં સ્વપ્નો આવે ત્યારે તેનાં

કેવાં ફળ મળે તેની તથા અમંગળ સ્વપ્નના નિવારણની વિસ્તૃત માહિતી (૧૨) શકુન વિદ્યા-અંગો ફરકવાં, કાકશબ્દ શકુન, ગરોળી-કાચીંડાના શકુન, છીંકના શકુન, જૈન શકુન વિદ્યા, ઇત્યાદિનો સંગ્રહ (૧૩) હસ્તાક્ષર પરીક્ષણ વિદ્યા માણસના હસ્તાક્ષર પરથી તેની ખાસીયત જાણી લેવાની રીત. આમાં ગાંધીજી, કલાપી, મહારાણી વિક્ટોરીયા, સુરા ગોકુલજી ઝાલા, ટોલસટોય, ઇલીઝાબેથ, નાનાલાલ કવિ વિગેરે જાણીતા સ્ત્રી પુરુષોના હસ્તાક્ષરના સંખ્યાબંધ નમુના આપ્યા છે. ( ૧૪ ) કોકશાસ્ત્ર અથવા રતિવિદ્યા સ્ત્રી પુરૂષોનાં અવયવો વગેરે ઉપરથી તેમની જાતીની ઓળખાણ સ્ત્રી સમાગમના પ્રકારો, આસનો મરજી પ્રમાણેના બાળક, ગુપ્ત દર્દો તથા તેના ઉપાયો, નપુંસકતાના પ્રકાર તથા ઉપાયો, વંધ્યત્વનાં દર્દો અને તેના ઉપાયો, નપુંસકતાના પ્રકાર તથા ઉપાયો વંધ્યત્વનાં દર્દો અને ઉપાયો વીર્યવૃદ્ધિના ઉપાયો વગેરેનો મોટો સંગ્રહ. [ આ પુસ્તકની માત્ર ગણીગાંઠી નકલો સીલક છે. ]

**ગરબાવળી**—( નવીન ચતુર સુંદર સ્ત્રી વીલાસ મનહર રસિક ગરબાવળી ) ભાગ ૧-૨-૩-૪-૫-૬ ૭-૮ આ પુસ્તક સ્ત્રીઓને ગરબા વિગેરે સારૂ ઘણું ઉપયોગી છે. કી. ૦—૬—૦

**શક્તિભક્તિ રસ પદ માળા**—આ દેવી ભક્તોનું પરમપ્રીય પુસ્તક. આમાં સર્વ કોઇ વિષયો દેવી ઉપાસકો માટે અત્યંત ઉપયોગનાં છે. રૂ. ૫

# શાક, પાક, પકવાનશાસ્ત્ર,

મનુષ્ય જીંદગી નીભાવવાને ખોરાક એ મુખ્ય ચીજ છે. પરંતુ જો રીતસર તૈયાર કરવામાં ન આવે તો દેહનું પોષણ કરવાને બદલે ચુંક, શુળ ઉલટી, આફરો, ઝાડા, મરડો, અજીર્ણ વિગેરે અનેક દરદો ઉત્પન્ન કરે છે અને તેથી ખોરાક કેવી રીતે તૈયાર કરવો તેનું જ્ઞાન તે ધંધાના માહીતગાર સારેથી મેળવી આપવામાં આવ્યું છે. આમાં દક્ષીણી, મદ્રાસી, બંગાળ અને પંજાબની રીતરીવાજના શાક પાક પકવાન મુરબ્બા, અથાણાં, ભાજી કઢીઓ; ચટણી અને મસાલાદિ ૫૫૦ વિષયનો સંગ્રહ છે જેવા કે પારસી રીતનો શાકનો સાદો મસાલો, શાક દાળનો ગરમ શાકનો મસાલો, ચટણી બનાવવાની સુચના વિગેરે સરકો બનાવવાની રીત, શેરડીના સરકો ગોળ સરકો લીંબુના રસનો, પરેઠા, પીસ્તાની પાપડી દુધની પુરી, કોહળાની પુરી ખારી પુરી પંચામૃત ગગનગાંઠીયા પાઉ બરફી બદામની રોટલી બાસુદી દુધના બીસકો ગજ્યાં બીસકોટ બીરંજ, ફુલવડી. ફહીયા, ફારસા, ખજુરાના પેંડા, સુકા પેંડા આરમીનીયમ મીઠાઈ, મેહસુર માવાનો બદામનો મરકી, મોહનથાળ, મોદક, બાટી, બાટી મારવાડી, પુરાણીયામોદક, બુંદીના લાડુ દળના લાડુ, શીખંડ, બાસુદી, હલવો કરવાની રીત, સુતરફેણી બનાવવાની રીત, ફુલકા મુરબ્બા કરવાની રીત આંબળાનો મુરબ્બો, બદામનો, અંજીરનો અનન્નાસ આદિ જાત જાતનાં મુરબ્બા તથા સાદાપાક ગુંદરપાક, બદામપાક, મેથીપાક, સાલમપાક, લસણપાક, અડદીયાપાક આદિ જાત જાતનાં પાક એમ સર્વ વિષયનો આમાં સમાવેશ છે, આજ સુધી બહાર પડેલા આવા પુસ્તકોમાં આ શ્રેષ્ઠ છે. ગ્લેજ ઉંચા કાગળ, સુંદર છપાઈ તથા પાકું સોનેરી પુઠું છતાં કિંમત માત્ર રૂ. ૧—૮—૦ પોસ્ટેજ ૦-૬-૦.

મળવાનું ઠેકાણું:-

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

ધર્મ વિજય પ્રી. પ્રેસ—અમદાવાદ.